

# निवेदन

शान्तं सिंहासनस्थं सुरवरनमितं नागयज्ञोपवीतं
ॐकारं सत्स्वरूपं दशभुजवरदं भक्तवाञ्छाप्रपूरम् ॥
सिद्ध्या बुद्ध्या समेतं त्रिभुवनजनकं ह्येकदन्तं त्रिनेत्रं
सिद्ध्यष्टाभिः समेतं गणपतिममलं श्रीसमेतं ववन्दे ॥

## ॐ इत्येकाक्षरं ब्रह्म

પૂર્વકાળમાં પરમાત્માને સૃષ્ટિની રચના કરવાની ઇચ્છા થતાં પ્રથમ શક્તિદ્વારા બ્રહ્મનાદ કર્યો. તેમાંથી અનુક્રમે અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી ઉત્પન્ન થયાં. તેમાંથી ઔષધી અને અન્ન થયાં. તેના વડે રેતસ્દ્વારા જીવો પેદા થયા. અનેક જન્મનાં સત્કર્મના સંચયથી મનુષ્યદેહ પ્રાપ્ત થયો. તેમાં સત્સંગ દ્વારા ચાર પદાર્થો ધર્મ, અર્થ, કામ, મોક્ષ મેળવવા જોઈએ, જેથી જીવનની સફળતા મળે છે. એ મેળવવા માટે શાસ્ત્રોમાં અનેક માર્ગો બતાવ્યા છે. મનુષ્યને જે માર્ગ અનુકૂલ પડે તે માર્ગથી પરબ્રહ્મની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ.

કેવળ સનાતન વૈદિક ધર્મના ૐકારસ્વરૂપ પંચાયતન દેવના બોધરૂપી **"શ્રીગણેશગીતા", "શ્રીશિવગીતા", "શ્રી દેવીગીતા", "શ્રીભગવદ્‌ગીતા", "શ્રીનારદગીતા"** વગેરેના સિદ્ધાંતો ઉપરથી વ્યાસ ભગવાને નામભેદ કરી ગીતાઓની રચના કરી છે. મૂળ **"શ્રીયોગગીતા"** દ્વારા સૃષ્ટિના આરંભથી શ્રીમન્મુદ્‌ગલાચાર્યે દક્ષ પ્રજાપતિને અભેદ ૐકારરૂપ પરમાત્માનો સદ્‌બોધ આપ્યો છે. જેનું જ્ઞાન પૂર્ણ અભેદજ્ઞાનની પ્રાપ્તિ વડે જીવન મુક્ત બનાવે છે.

પૂર્વકાળથી શ્રીગણપતિની ઉપાસના પ્રસિદ્ધ છે. જેમ વિષ્ણુના દરેક યુગમાં અવતારો થયા છે તેવી રીતે શ્રીગણેશના પણ અવતારો થયા છે.

સત્યયુગમાં કશ્યપ અને અદિતિની પ્રાર્થનાથી "**મહોત્કટ**" નામે શ્રીગણેશનો આવિર્ભાવ થયો. તેને કાશીરાજા પોતાના સ્થાનમાં લાવ્યા. ત્યાં "**વિનાયક**" નામે પ્રસિદ્ધ થઈ ગણેશે દુષ્ટોનો સંહાર કરવા સિંહનું વાહન કર્યું અને દશહસ્તવડે મહાન્ અસુરો "**દેવાંતક**" અને "**નરાંતક**" નો સંહાર કર્યો.

ત્રેતાયુગમાં શિવપુત્ર "**મયૂરેશ્વર**" નામે પ્રસિદ્ધ થઈ મોરનું વાહન કરી છ હસ્ત વડે "**કમલાસુર**" અને "**સિંધુ**" જેવા મહાન્ અસુરોનો સંહાર કર્યો અને સિદ્ધિ બુદ્ધિનો સ્વીકાર કર્યો.

દ્વાપરયુગમાં ગૌરીસુત "**ગજાનન**" રૂપે પ્રગટ થઈ મૂષકનું વાહન કરી ચારહસ્ત વડે "**સિંદુરાસુરનું** મર્દન કર્યું. ત્યારબાદ "**વરેણ્યરાજા**" ને તેની વિનંતિથી "**ગણેશગીતા**" સંભળાવી.

કલિયુગના અંતમાં "**ધૂમ્રકેતુ**" નામે અશ્વનું વાહન કરી બે હાથ વડે મ્લેચ્છનો સંહાર કરશે.

સનાતનધર્માવલંબી સજ્જનો માટે વૈદિક વિધિપૂર્વક શાસ્ત્રોનાં પ્રમાણોથી નિત્યકર્મો કરવાં અને તે બ્રહ્માર્પણ કરવાં એવી વેદાજ્ઞા છે અને તે અનુભવગમ્ય છે. બ્રહ્માર્પણ બુદ્ધિથી કરેલાં કર્મો પરમાત્માના **બ્રહ્મસ્વરૂપની અંતરમાં ઝાંખી કરાવે છે, પ્રેમરસથી અભેદ યોગવડે** જીવનમુક્ત કરે છે.

ઉપાસનાયોગમાં "ॐ इत्येकाक्षरं ब्रह्म" । "ॐ इत्येव सर्वम् ।" તથા "ततश्चोमिति घ्वनिरभूत्स वै गजाकार ।" ઇત્યાદિ શ્રુતિઓ તથા સ્મૃતિઓ તેમજ શાસ્ત્રો પુરાણો વગેરે ॐ કારરૂપ પરમાત્માનું ધ્યાન કરવા સૂચન કરે છે. ॐકારમાં સગુણ નિર્ગુણ, સાકાર નિરાકાર નો અનુભવ કરવા જ્ઞાનવડે અનુભવ લેવો. ધ્યેય અને ધારણા એ વિષયમાં બલવાન છે. ॐ કારસ્વરૂપ સ્વય પરમાત્માનું જ સ્વરૂપ છે. એની અભેદ ઉપાસના કરવી યોગ્ય છે.

વિશેષ "શ્રીગણેશગીતા"ની ભાષા શુદ્ધિ માટે સુરતનિવાસી વેદ-

|| ॐ इत्येतदक्षरमिदं सर्वम् || तस्योपव्याख्यानम् || भूतं भवत् भविष्यत् इति ||

|| ततश्चोमिति ध्वनिरभूत् स वै गजाकारः ||

|| मकारः सूर्य इत्युक्तः शक्तिर्नादात्मिका मता ||

|| त्वमेव प्रत्यक्षं तत्त्वमसि ||

|| अकारो वासुदेवः स्यात् उकारस्तु महेश्वरः ||

|| प्रज्ञानमानंदं ब्रह्म ||



|| अहं ब्रह्मास्मि ||

|| बिन्दुरूप भगवा. स्यात् ॐकारो पञ्चदैवतः ||

|| अयमात्मा ब्रह्म ||

|| सत्यं ज्ञानमनन्तं ब्रह्म ||

|| ॐ इत्येकाक्षरं ब्रह्म व्याहरन् मामनु स्मरन् ||

|| यच्चान्यत् त्रिकालातीतं तदपि ॐकार एव ||

॥ શ્રીગણેશગીતાભાવાર્થલેખકઃ ॥

## જ્યોતિર્વિદ્ શ્રી. મનુભાઈ નિછાભાઈ



જન્મ સવત્ ૧૯૫૨ શ્રાવણ વદ ૧૪ રવિવાર

શક ૧૮૧૮ તા ૬-૯-૧૮૯૬

મૂર્તિ વે. શા. સં. ચંદ્રકાન્ત આણુશંકર શુક્લે પોતાનો અમૂલ્ય સમય રોકી નિઃસ્વાર્થ સેવા આપી છે તે બદલ એમનો તેમજ શ્રીયુત કીશોરચંદ્ર લાલચંદ્ર જોશીએ પણ ભાવાર્થ ઘટાવવામાં મદદ કરી છે તે માટે તેમનો આભારી છું.

શ્રીગણેશકૃપાભિલાષી
જ્યોતિર્વિદ્ મનુભાઈ નિછાભાઈ

---

## ॥ लेखकपरिचयः ॥



रम्यं यन्ननु नागमंडलमथो नाम्ना प्रसिद्धं पुरं
यत्रस्थाः सुजनाः स्वधर्मनिपुणास्तिष्ठन्ति पूर्णाकुले ॥
अम्बाराम इति प्रगल्भगुणवाञ्ज्योतिर्विदेको महान्
मोढज्ञातिजविप्रवर्यविबुधो ह्यासीच तत्राग्रजः ॥१॥
निच्छाभाईसुतस्तु तस्य निपुणो नाम्ना मनुस्तत्सुतो
यो नित्यं गुरुपादपद्मनिरतो भक्त्या गणेशे रतः ॥
तेनेयं रचिता सुगुर्जरगिरा भावार्थरूपा मुदा
भूयात्सर्वजनस्य मङ्गलकरी गीता गणेशस्य वै ॥

---

# ❀ સ્મરણાંજલિ ❀



ભારતવર્ષના ગુર્જર દેશમાં સુરત જીલ્લાના "ગણદેવી" ગામના વિદ્વદ્વર્ય પૂજ્યપાદ <u>શાસ્ત્રી સૂરજરામ</u> બ્રહ્મ કે જેઓએ વ્યાકરણ, ઉપનિષદ, વેદાંત, સાહિત્ય વગેરેમાં ઉચ્ચ જ્ઞાન ધરાવી પોતાનું જીવન અધ્યયન અધ્યાપનમાં રોકી અનેક વિદ્યાર્થીઓને જ્ઞાનરૂપી અમૃત પાન કરાવ્યું. તેજપ્રમાણે બારડોલીના સૂર્યસમાન તેજસ્વી જ્યોતિષાચાર્ય <u>વિદ્વદ્વર્ય</u> <u>મયાશંકરે</u> પણ પોતાને ત્યાં વિદ્યાર્થીઓને રાખી જ્યોતિષશાસ્ત્રનું અધ્યયન કરાવતાં પોતાનું જીવન વ્યતીત કર્યું. એવા સદ્ગુરૂઓની કૃપાથી આ લઘુ ગ્રંથ "શ્રીગણેશગીતા" નું ભાવાર્થરૂપ ભાષાન્તર કરવા હું ભાગ્યશાલી બન્યો છું તેથી તેઓની સ્મરણાંજલિરૂપ આ પુસ્તક તેમને જ સાદર અર્પણ કરૂં છું.

સેવક

મનુભાઈ નિછાભાઈ જોશી

॥ श्रीगणेशाय नमः ॥

श्रीगणेशगायत्री— ॐ गं नमः ॥ १ ॥ ॐ गं गणपतये नमः॥२॥ ॐ एकदंताय विद्महे वक्रतुंडाय धीमहि तन्नो दंती प्रचोदयात् ॥३॥ गौरीगायत्री—ॐ सुभगायै विद्महे काममालिन्यै धीमहि तन्नो गौरी प्रचोदयात् ॥

---

## ॥ अथ श्रीगणपतिपुरश्चर्याप्रयोगः ॥

अथ षडक्षरगणपतिमंत्रः ॥ वक्रतुंडाय हुं ॥ अस्य भार्गवऋषिः अनुष्टुप् छंदः विघ्नेशो देवता वं बीजं यं शक्तिः ममाभीष्टसिद्धये जपे विनियोगः ॥ भार्गव ऋषये नमः शिरसि । अनुष्टुप्छंदसे० मुखे । विघ्नेशदेवतायै० हृदये । वं बीजाय० गुह्ये । यं शक्तये० पादयोः । विनियोगाय० सर्वांगे ॥ षडक्षरैः षडंगन्यासं कृत्वा ध्यायेत् ॥ उद्यद्दिनेश्वररुचिं निजहस्तपद्मैः पाशांकुशाभयवरान् दधतं गजास्यम् ॥ रक्तांबरं सकलदुःखहरं गणेशं ध्यायेत्प्रसन्नमखिलाभरणाभिरामम् ॥ मंडूकादिपरतत्त्वान्तपीठदेवताः संपूज्य नवपीठशक्तीः पूजयेत् ॥ तीव्रायै० । ज्वालिन्यै० । नंदायै० । भोगदायै० । कामरूपिण्यै० । उग्रायै० । तेजोवत्यै० । सत्यायै० । मध्ये विघ्ननाशिन्यै० । इति संपूज्य यंत्रं वा मूर्तिं संस्थाप्य मूलेन पाद्यादिपुष्पान्तैरुपचारैः संपूज्य आवरणपूजां कुर्यात् ॥ प्रथमावरणे षडंगानि षट्कोणेषु पूजयेत् ॥ १ ॥ अष्टदले पूर्वादिक्रमेण ॥ विद्यायै० । विधात्र्यै० । भोगदायै० । विघ्नघातिन्यै० । निधिप्रदीपायै० । पापघ्न्यै० । पुण्यायै० । शशिप्रभायै० ॥ इति द्वितीयावरणम् ॥ २ ॥ दलाग्रेषु-वक्रतुंडाय० । एकदंष्ट्राय० । महोदराय० । हस्तिमुखाय० । लंबोदराय० । विकटाय० । विघ्नराजाय० । धूम्रवर्णाय० ॥ इति तृतीयावरणम् ॥ ३ ॥ भूपूरे पूर्वादिक्रमेण इन्द्रादीन् पूजयेदिति चतुर्थावरणम् ॥ ४ ॥ वज्रायस्त्राणि पूजयेदिति पंचमावरणम् ॥ ५ ॥ धूपादि नमस्कारान्तं संपूज्य जपं

कुर्यात् ॥ षट्लक्षं पुरश्चरणम् ॥ इक्षवः सक्तवो रंभाफलानि चिपिटास्तिलाः ॥ मोदका नारिकेलानि लाजा द्रव्याष्टकं स्मृतम् ॥ इति अष्टद्रव्यैर्दशांशहोमः ॥ तद्दशांशेन तर्पणमार्जनब्राह्मणभोजनं च कारयेत् ॥ ततः सिद्धे मनःकाम्यान् प्रयोगान्साधयेन्निजान् ॥ ब्रह्मचर्यरतो मंत्री जपेद्द्विसहस्रकम् ॥ षण्मासमध्याद्दारिद्र्यं नाशयत्येव निश्चितम् ॥ चतुर्थ्यादिचतुर्थ्यन्तं जपेद्दशसहस्रकम् ॥ प्रत्यहं जुहुयादष्टोत्तरं शतमतंद्रितः ॥ पूर्वोक्तफलमाप्नोति षण्मासाद्भक्तितत्परः ॥ आज्याक्तान्नस्य होमेन भवेद्धनसमृद्धिवान् ॥ पृथुकैर्नारिकेलैर्वा मारिचैर्वा सहस्रकम् ॥ प्रत्यहं जुह्वतो मासाज्जायते धनसंचयः ॥ जीरसिंधुमरीचाक्तैरष्टद्रव्यैः सहस्रकम् ॥ जुहुयात्प्रतिदिनं पक्षात्स्यात्कुबेर इवार्थवान् ॥ चतुःशतं (४४४)चतुश्चत्वारिंशदाढ्यं दिनं प्रति ॥ तर्पयेन्मूलमंत्रेण मंडलादिष्टमाप्नुयात् ॥

॥ अथ द्वितीयषडक्षरमंत्रः ॥ मेघोल्काय स्वाहा ॥ शेषं पूर्ववत् ॥

॥ अथैकत्रिंशदक्षरमंत्रः ॥ रायस्पोषस्य ददिता निधिदो रत्नधातुमान् ॥ रक्षोहणो वलगहनो वक्रतुंडाय हुं ॥ शेषं पूर्ववत् ॥

॥ पूजनादिप्रकारास्तु विद्वद्वरद्वारा विचारणीयाः ॥ इति शम् ॥

॥ इति श्रीगणपतिपुरश्चर्याप्रयोगः ॥

---

॥ श्रीः ॥

# ॥ अभिप्रायाः ॥

ॐ

॥ श्रीदत्तप्रसन्नोऽस्तु ॥

આ પુસ્તકને શ્રી રંગ અવધૂત મહારાજના નીચે પ્રમાણે પ્રસિદ્ધિપૂર્વક આશીર્વાદ મળ્યાછે.

વે. શા. સં. શ્રી મનુભાઈ શાસ્ત્રીજીની સેવામાં,

આપના તરફથી " श्रीगणेशगीता " ના છપાએલા બે ફર્મા જોઈને પૂજ્ય મહારાજ શ્રી પ્રસન્ન થયા છે.

ભાતનો એકાદ દાણો ચાંપી જોવાથી જેમ આખા ચરૂના ભાતનો ખ્યાલ આવી જાય છે તેમ આટલા પરથી આખા ગ્રંથનો ખ્યાલ આવી જાય છે.

ગુજરાતમાં આ જાતનો પ્રયાસ મારી જાણ પ્રમાણે તો કદાચ પહેલો જ છે. આ પુસ્તકના પરિશીલનથી ગણપતિ-ઉપાસકોને જરૂર વિશેષ લાભ થશે અને સામાન્ય વાચકોને પણ ગણેશ-ઉપાસના સંબંધી જાણવા, સમજવાનું ઘણું મલશે. આ "श्रीगणेशगीता" વાંચવાથી લોકોની અભિરુચિ ગણેશપુરાણ જોવા માટેની જાગે એ સ્વાભાવિક છે. આપના આવા સ્તુત્ય લોકોપકારક પ્રકાશનને સારો આદર અને સુયશ મળો એવી પૂજ્યશ્રીની શુભાશિષ પાઠવતાં મને ખરેખર આનંદ થાય છે. આપને હાથે આવાં પ્રકાશનો થવા પામે એ માટે પરમાત્મા આપને લાંબુ નિરામય આયુષ્ય બક્ષો એવી પૂજ્યશ્રીની શુભાશિષ સાથે

આપના કિંકર

અમુભાઈ મોદીનાં વંદન

---

शास्त्रमें धर्म, अर्थ, काम, मोक्ष ये चार पुरुषार्थ ( पुरुष करके प्राप्त ) बतलाये हैं, उनमें मोक्ष ही परमपुरुषार्थ है एवं वही मानवताका परम लक्ष्य है, वही मानवताका प्राप्य है। उसकी प्राप्ति ब्रह्मज्ञान से होती है। ब्रह्मज्ञानकी जननी ऋग्वेदादिरूप अपरा विद्या है। अपरा विद्याका स्वरूप संस्कृत देववाणीके द्वारा जगतमें प्रकाशित है। ऋग्वेदादि रूप अपरा विद्याकी भाषा जटिल है। उसका अर्थ समझना प्राकृतजनके लिये कठिन है। इसलिये त्रिकालदर्शी मनुयाज्ञवल्क्यादि महानुभावोंने ऋग्वेदादि अपरा विद्या पर स्मृतिरूपी टीका किया है। स्मृतिरूपी टीकाकी भी भाषा कठिन होने से व्यास भगवानने प्राकृतजनको वेदका अर्थ समझानेके लिये वेद पर सरल इतिहास पुराण रूपी टीका किया है। गणेशपुराणान्तर्गत गणेशगीता भी वेदकी सरल संस्कृत टीका है, परन्तु जो संस्कृत भाषासे अनभिज्ञ हैं उनपर उपकार करनेके लिये पण्डितवर्य श्रीयुत मनुशास्त्री जीने गणेशगीताका खूब मन्थन करके साधारण जनसमाजको उसका अर्थ समझानेके लिये अपनी गुर्जरी भाषामें सुमनोहर अनुवाद किया है। आप इस गुर्जरी भाषानुवादका अच्छी तरह से संशोधन करके छपवाकर जनताजनार्दनका हित करते हुए कल्याणके भागी बनें ऐसी मैं प्रभुप्रार्थना करता हूँ। एवं हार्दिक शुभाशीर्वाद देता हूँ। प्रभु आपका परिश्रम तथा मनःकामना पूर्ण करें। ॐ शिवम् ॥

महामंडलेश्वर श्रीअखंडानंद स्वामी
शुभाशिष-नाशिक पंचवटी

---

॥ श्रीश्रीराधारमणो जयति ॥

वर्तमानकालमें प्रत्येक भाषामें साहित्यरचना विस्तृत रूपमें हो रही है। रचना नवीन हो अथवा अनुवाद्य परन्तु उसमें श्रेय-पथका लक्ष्य ही सफलता का द्योतक है।

विज्ञानके विषयमें भारतीयवाङ्मयकी विशेषता वेदके कारण है।

भौतिक साहित्यकी विशेषताके कारण आज आध्यात्मिक साहित्य एवं ज्ञानकी उपेक्षा है। अतः देववाणीके विद्वानों द्वारा आध्यात्मिक ग्रन्थोंकी रचना इस कालमें अति आवश्यक है।

अपने नवसारी निवासमें एक ग्रन्थ "श्रीगणेशगीता" के अवलोकनका सौभाग्य प्राप्त हुआ। मूलका गुर्जर भाषाके अनुवाद सहित यह गीता विद्वज्जन एवं सर्व साधारणको श्रेष्ठ पथ साधनामें सहायक होगी। श्रीमान् शास्त्रीजी मनुभाई ज्योतिर्विद् को अनेक धन्यवाद हैं कि उन्होंने ऐसे उपयोगी ग्रंथका अनुवादकर साहित्य क्षेत्रमें नवीन कृति प्रस्तुत की है।

श्री शास्त्रीजी "गणेशपुराण" सानुवाद एवं "गणेशगीता" के प्रकाशनके लिये प्रयत्न कर रहे हैं। प्रभुसे प्रार्थना है कि शास्त्रीजीका सत्संकल्प शीघ्र पूर्ण हो।

| | |
|---|---|
| नवसारी<br>नरसंवत्<br>वि. २०१८ | आचार्य<br>अनन्तलाल गोस्वामी<br>वृन्दावन |

ધર્મ પ્રેમી સજ્જનો,

વેદશાસ્ત્ર, પુરાણ, યોગશાસ્ત્ર, ઉપનિષદો વર્તમાન સાયન્સ ઇત્યાદિ ઉપર અનેક પુસ્તકો પ્રકટ થઈ રહ્યા છે. લોકોમાં એક નવીન પ્રકારનીજ ભાવના ઉત્પન્ન કરવાના હેતુથી આજના સુયોગે 'શ્રીગણેશ-ગીતા' જેવો અપૂર્વ ગ્રંથ શ્રીગણેશજીની કૃપાથી, મુરબ્બીઓના શુભ આશીર્વાદથી અને બંધુઓની સદ્ભાવનાથી પ્રજામાં સત્ય ધર્મનું દીગ્દર્શન કરાવવા પ્રકાશકોને સુયોગ પ્રાપ્ત થયો છે.

વિદ્યાદાન, અન્નદાન, પ્રાણદાન, ભૂમિદાન ઇત્યાદિકરતાં બ્રહ્મ-વિદ્યાનું દાન ઉત્તમ છે બીજા સર્વદાનો એક જન્મનું સુખ આપનારાં છે પણ બ્રહ્મવિદ્યાનું દાન મોક્ષ આપનારૂં છે. આવી વિશુદ્ધ ભાવનાથી આવા પ્રકાશનને ફેલાવવા દરેકને અભ્યર્થના આ ઉપરાંત **શ્રીગણેશ-પુરાણ યાને ગણેશલીલા** કે જેમાં શ્રીગણેશજીની અનેક લીલાઓ દૈત્યોના સંહારો વગેરેનો સમાવેશ થાય છે એવો અલિપ્ત અપૂર્વ ગ્રંથ ધર્મપ્રેમી બંધુના સહાયથી ટૂંક સમયમાં બહાર પાડશે.

લી.

પ્રકાશકોના જયગણેશ

— પ્રાપ્તી સ્થાન —

**( આ પુસ્તક મેળવવાના સ્થળ )**

પ્રકાશક

**(૧) ના. મ. જોષી**

જોષી મહોલ્લો, નવસારી

**(૨) રમેશચંદ્ર મ. જોષી.**

૨૧-એ ગોવાલિઆ ટંક
તેજપાલ રોડ.
મુંબઈ ૭

॥ श्रीगणेशाय नमः ॥



# ॥ श्रीगणेशगीता ॥



## અધ્યાય ૧ લો – પૂર્વરૂપ



એક સમયે કૈલાસમાં શિવ અને પાર્વતી બેસી કૈલાસનું સૌંદર્ય જોવા લાગ્યાં, જ્યાં અનેક જાતનાં વૃક્ષો, લતાઓ અને સુગંધીયુક્ત પુષ્પોથી આખુંયે કૈલાસ સુગંધમય બની રહ્યું હતું. નજીકમાં સરોવરનું નિર્મળ જળ અને તેમાં હજાર પાંખડીવાળાં કમળો ખીલી રહ્યાં હતાં. હંસો, બગલાઓ તેમજ અનેક જાતનાં પક્ષી પશુઓ વૈરભાવ ત્યજીને આનંદ કરતાં હતાં. વૃક્ષો પર અનેક પક્ષીઓ બેસી શિવપાર્વતીનું ગાન કરી આખાયે કૈલાસને ગજાવી રહ્યાં હતાં. વાયુદેવના મંદ મંદ પવનથી આનંદ પસરી રહ્યો હતો. સૂર્ય પોતાનાં કિરણો દ્વારા કૈલાસની શોભામાં વૃદ્ધિ કરતો હતો.

શિવજી અને દેવી આનંદગોષ્ઠી કરતાં હતાં. શિવજીની પ્રસન્નતા જોઈ પાર્વતી શંકરજીને કહેવા લાગ્યાં:—"હે દેવાધિદેવ! આપ જ્યારે તપશ્ચર્યા કરવા જાવ છો તે સમયે મારે એકાકી જીવન ગાળવું મને અસહ્ય લાગે છે, તો મને સંતોષ થાય એવો બાળક હોય તો મારો સમય શાંતિથી પસાર થાય." ત્યારે શિવજીએ પ્રસન્ન થઈ શ્રીગણેશની

વાત વરેણ્ય રાજાને મળતાં ઘણો પસ્તાવો થયો અને શ્રીગજાનનના ચરણમાં જઈ જીવનમુક્ત થવા માટે જ્ઞાન મેળવવા વિનંતિ કરી. તે સમયે ગજાનને શ્રીગણેશગીતા તેને સંભળાવી. તે વરેણ્ય જ્ઞાન મેળવી જીવનમુક્ત બન્યો.

ૐ કારસ્વરૂપાત્મક માયાવિશિષ્ટ ચૈતન્ય સગુણ બ્રહ્મ શ્રીગણપતિ છે. ચૈતન્યસ્વરૂપતાથી તે નિર્ગુણ શુદ્ધ નિત્યસ્વરૂપ છે. તે જગતનું અધિષ્ઠાન હોઈ અવ્યક્ત ( માયાબુદ્ધિ ) ને લઈ સર્વ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરે છે. એવા એ બ્રહ્માંડાધિપતિ સર્વૈશ્વર્યસત્તાવાન્, મોક્ષમાર્ગની બ્રહ્મવિદ્યાના પ્રદાતા છે. જેને બુદ્ધિના પ્રકાશક, બુદ્ધિના પ્રેરક, બુદ્ધિના સાક્ષી, બુદ્ધિના નિયંતા, બુદ્ધિના પતિ વગેરે સંજ્ઞા વડે વેદશાસ્ત્રો પોકારે છે.

આ પહેલા અધ્યાયમાં વરેણ્ય રાજાએ યોગસંબંધી પ્રશ્ન કર્યો છે. શ્રીગજાનને તેના ઉત્તરરૂપે યોગ કોને કહેવો તે સમજાવ્યું છે. બ્રહ્મના-સત્ય યોગના પ્રથમ પાંચ પ્રકાર છે. (૧) અસત્પાદ બ્રહ્મ (શક્તિ), (૨) સત્પાદ બ્રહ્મ (સૂર્ય), (૩) સમપાદ બ્રહ્મ (વિષ્ણુ), (૪) સૂર્યપાદ બ્રહ્મ (શિવ) અને (૫) પૂર્ણપાદ બ્રહ્મ અથવા તૂર્યાતીત બ્રહ્મ (ગણેશ) અનુક્રમે છે. અસત્પાદનો યોગ સત્પાદમાં, અસત્ અને સત્ના પાદનો યોગ સમપાદમાં તેમ જ સત્, અસત્ અને સમનો યોગ સૂર્યપાદમાં અને અસત્, સત્, સમ, સૂર્ય એનો યોગ પૂર્ણ પંચમ તૂર્યાતીતમાં થતાં ગણેશજ અભેદ છે. જેથી શિવ, વિષ્ણુ, શક્તિ સૂર્યને વિષે શ્રીગણેશજી આ ગીતામાં સ્વમુખે રાજાને સમજાવે છે કે, "મારે વિષે અભેદ બુદ્ધિવડે જોવું તેનું નામજ યોગ છે. વળી દરેકમાં સમભાવ રાખવો તેપણ યોગ છે. યોગના ઘણા પ્રકારો છે. કર્મયોગ, ઉપાસનાયોગ, સંન્યાસયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ વગેરે અનેક યોગો છે, એ બધું મારૂં સ્વરૂપ છે."

॥ श्रीगणेशाय नमः ॥

શ્રીગણેશગીતા વાંચતા પહેલાં નીચે જણાવ્યા મુજબ સંકલ્પ, ન્યાસ, ધ્યાન કરી પાઠ કરવો.

श्रीगणेशाय नमः ॥ ॐ अस्य श्रीगणेशगीतामालामंत्रस्य भगवान् श्रीगजानन ऋषिः ॥ अनुष्टुप् छंदः ॥ श्रीगणपतिर्देवता ॥ योगेन यो मामुपैति तमुपैम्यहमादरादिति छन्दांसि ॥ मतिस्तेऽनुग्रहान्ममेति बीजम् ॥ तत्रापि त्वामशक्तश्चेत्कुरु कर्म मदर्पणमिति शक्तिः ॥ ममानुग्रहतश्चैव परां निर्वृतिमेष्यसीति कीलकम् ॥ श्रीगणेशगीतामालामंत्रजपे विनियोगः ॥

अथ न्यासांश्च करिष्ये ॥ ॐ अच्छेद्यं शस्त्रसंघातैरदाह्यमनलेन चेत्यंगुष्ठाभ्यां नमः ॥ अक्लेद्यं भूप भुवनेरशोष्यं मारुतेन चेति तर्जनीभ्यां नमः ॥ ॐ अवध्यं वध्यमानेऽपि शरीरेऽस्मिन्नराधिपेति मध्यमाभ्यां नमः ॥ ॐ अहं साक्षी जगच्चक्षुरलिप्तः सर्वकर्मभिरित्यनामिकाभ्यां नमः ॥ ॐ एकस्मिन्मयि पश्य त्वं विश्वमेतच्चराचरमिति कनिष्ठिकाभ्यां नमः ॥ ॐ नानाश्चर्याणि दिव्यानि पुरा दृष्टानि केनचिदिति करतलकरपृष्ठाभ्यां नम· ॥ एवं हृदयादि ॥ अथ ध्यानम् ॥ रक्ताम्भोधिस्थपोतोल्लसदरुणसरोजाधिरूढं त्रिनेत्रं पाशं चैवांकुशं वै वरदमभयदं बाहुभिर्धारयन्तम् ॥ शक्त्या युक्तं गजास्यं पृथुतरजठरं नागयज्ञोपवीतं देवं चंद्रार्धचूडं सकलभयहरं विघ्नराजं नमामि ॥ मानसोपचारैः संपूजयेत् ॥ ॐ वरेण्य वत्स जानीहि गणनाथश्च कामधुक् ॥ गीतायोगमयं दुग्धं पिबन्ति साधका जनाः ॥

लं पृथिव्यात्मकं गंध परिकल्पयामि ॥
हं आकाशात्मकं पुष्पं परिकल्पयामि ॥
यं वायव्यात्मकं धूपं परि कल्पयामि ॥
रं तेजसात्मकं दीपं परिकल्पयामि ॥
वं अमृतात्मकं नैवेद्यं परिकल्पयामि ॥
सं सोमात्मकं तांबूलं परिकल्पयामि ॥

छत्रचामरमुकुटपादुकासर्वोपचारान् परिकल्पयामि ॥

॥ श्रीगणेशाय नमः ॥



॥ श्रीमन्मंगलमूर्तये नमः ॥

# ॥ श्रीगणेशगीता ॥



॥ यतो वेदवाचो विकुण्ठा मनोभिः सदा नेतिनेतीति यत्ता गृणन्ति ॥
॥ परब्रह्मरूपं चिदानंदभूतं सदा तं गणेशं नमामो भजामः ॥ १ ॥



## ॥ अध्याय : १—साङ्ख्यसारार्थयोगः ॥



क उवाच ।

एवमेव पुरा पृष्टः शौनकेन महात्मना ॥
स सूतः कथयामास गीतां व्यासमुखाच्छ्रुताम् ॥ १ ॥

सूत उवाच ।

अष्टादशपुराणोक्तममृतं प्राशितं त्वया ॥
ततोऽतिरसवत्पातुमिच्छाम्यमृतमुत्तमम् ॥ २ ॥

---

બ્રહ્મા કહે છે:—"તમે જે પ્રશ્ન કર્યો તે પૂર્વમાં શૌનક મુનિએ સૂતપુરાણીને કર્યો હતો. તેમને વ્યાસમુખે જે સાંભળ્યું હતું તે સૂતજીએ કહ્યું હતું."

સૂત પૂછે છે:—"હે વ્યાસ! તમોએ અઢાર મહાપુરાણની કથારૂપી

येनामृतमयो भूत्वा पुमान्ब्रह्मामृतं यतः ॥
योगामृतं महाभाग तन्मे करुणया वद ॥ ३ ॥
व्यास उवाच ।
अथ गीतां प्रवक्ष्यामि योगमार्गप्रकाशिनीम् ॥
नियुक्ता पृच्छते सूत राज्ञे गजमुखेन या ॥ ४ ॥
वरेण्य उवाच ।
विघ्नेश्वर महाबाहो सर्वविद्याविशारद ॥
सर्वशास्त्रार्थतत्त्वज्ञ योगं मे वक्तुमर्हसि ॥ ५ ॥
श्रीगजानन उवाच ।
सम्यग्व्यवसिता राजन्मतिस्तेऽनुग्रहान्मम ॥
शृणु गीतां प्रवक्ष्यामि योगामृतमयीं नृप ॥ ६ ॥
न योगं योगमित्याहुर्योगो योगो न च श्रियः ॥
न योगो विषयैर्योगो न च मात्रादिभिस्तथा ॥ ७ ॥

---

અમૃતનું પાન મને કરાવ્યું, પરંતુ તેનાથી અતિ રસપ્રદ જે ઉત્તમ અમૃત હોય તે પાન કરવાની મારી ઇચ્છા છે કે જે અમૃતપાનથી મહાન્ યોગી પણ બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે. તે યોગામૃત વિષે તમે કૃપા કરીને મને જણાવો."

વ્યાસજી કહે છે :–"હે સૂત ! યોગમાર્ગને પ્રકાશ આપનારી એવી "ગણેશગીતા" હું તમને સંભળાવું છું. જેમાં વરેણ્ય રાજાએ શ્રીગણેશને પ્રાર્થના કરી હતી કે, "હે વિઘ્નેશ્વર ! હે મહાબાહો ! હે સર્વ વિદ્યાને જાણનાર ! તમે સર્વ શાસ્ત્રના તત્ત્વને જાણો છો તો ઉત્તમ તત્ત્વ જેમાં હોય તેવો યોગ જાણવાની મારી અભિલાષા છે તે આપ વર્ણન કરો." ૧–૫.

**ભાવાર્થ** :—શ્રી ગજાનન કહે છે :–"હે રાજન્ ! મારા અનુગ્રહથી તારી બુદ્ધિ નિર્મલ બની છે માટે તને યોગામૃતરૂપી ગીતા કહું છું

योगो यः पितृमात्रादेर्न स योगो नराधिप ॥
यो योगो बन्धुपुत्रादेर्यश्चाष्टभूतिभिः सह ॥ ८ ॥
न स योगः स्त्रिया योगो जगदद्भुतरूपया ॥
राज्ययोगश्च नो योगो न योगो गजवाजिभिः ॥ ९ ॥
योगो नेन्द्रपदस्यापि योगो योगार्थिनः प्रियः ॥
योगो यः सत्यलोकस्य न स योगो मतो मम ॥ १० ॥
शैवस्य योगो नो योगो वैष्णवस्य पदस्य यः ॥
न योगो भूप सूर्यत्वं चन्द्रत्वं न कुबेरता ॥ ११ ॥
नानिलत्वं नानलत्वं नामरत्वं न कालता ॥
न वारुण्यं न नैर्ऋत्यं योगो न सार्वभौमता ॥ १२ ॥

---

તે સાંભળ. જેને લોકો યોગ કહે છે તે યોગ સમજ્યા વિના બોલે છે. જેને અત્યંત સંપત્તિ મળી, અનેક વૈભવો મળ્યા તે યોગ યોગ નથી. અનેક વિષયોનો ઉપભોગ ભોગવી તેને ઉત્તમ યોગ માને છે પરંતુ તે મિથ્યા છે. તે જ પ્રમાણે હે રાજન્! પોતાના પિતા, માતા, બંધુ, સ્ત્રી પુત્રાદિના સંબંધનો યોગ થાય છે તે પણ યોગ નથી. જેને ત્યાં રાજ્યલક્ષ્મી, હાથી, ઘોડા, અનેક પશુઓ, દાસ દાસી, જમીન વગેરેનો યોગ પ્રાપ્ત થાય છે, પરંતુ તે યોગ પણ યોગ નથી. જેને ઇન્દ્રપદની પ્રાપ્તિ થાય તે પણ યોગ નથી. જે યોગાર્થી હોય અને તેને ઇચ્છિત વસ્તુ મળવાથી યોગ સિદ્ધ થયો એમ તે માને છે તે યોગ પણ યોગ કહી શકાય નહિ.

તેમ સત્યલોકની પ્રાપ્તિ થાય છતાં તે યોગ મનાય નહિ. શિવપદની પ્રાપ્તિ અથવા વિષ્ણુપદની પ્રાપ્તિ, સૂર્ય, ચંદ્ર, કુબેર વગેરેના પદની પ્રાપ્તિ થાય તો પણ તે સિદ્ધયોગ મનાય નહિ; તેજ પ્રમાણે વાયુ, અગ્નિ, દેવ, કાળ, વરૂણ, નિર્ઋતિ અને સાર્વભૌમનું પદ મળે છતાં તે યોગ સિદ્ધયોગ મનાય નહિ. ૬-૧૨

योगं नानाविधं भूप युञ्जन्ति ज्ञानिनस्ततम् ॥
भवन्ति वितृपा लोके जिताहारा विरेतसः ॥ १३ ॥
पावयन्त्यखिलांल्लोकान्वशीकृतजगत्त्रयाः ॥
करुणापूर्णहृदया बोधयन्त्यपि कांश्चन ॥ १४ ॥
जीवन्मुक्ता ह्रदे मग्नाः परमानन्दरूपिणि ॥
निमील्याक्षीणि पश्यन्तः परं ब्रह्म हृदि स्थितम् ॥ १५ ॥
ध्यायन्तः परमं ब्रह्म चित्ते योगवशीकृतम् ॥
भूतानि स्वात्मना तुल्यं सर्वाणि गणयन्ति ते ॥ १६ ॥
येन केनचिदाच्छिन्ना येन केनचिदाहताः ॥
येन केनचिदाकृष्टा येन केनचिदाश्रिताः ॥ १७ ॥
करुणापूर्णहृदया भ्रमन्ति धरणीतले ॥
अनुग्रहाय लोकानां जितक्रोधा जितेन्द्रियाः ॥ १८ ॥

---

ભાવાર્થઃ—હે રાજન્ ! યોગીઓ વિવિધ પ્રકારના યોગો જાણે છે. જેઓ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે વિરક્ત રહી આહાર વિહારમાં નિયમિત બની ઇચ્છારહિત થઈ યોગવડે પોતાના હૃદયમાં બિરાજેલા પરમાત્માને જુએ છે એવા યોગિઓ લોકોપકાર કરવા માટે બોધ આપે છે. યોગીઓ વસ્તુમાત્રમાં પરમાત્માની વિભૂતિઓ છે, એમ જાણે છે અને યોગાભ્યાસ કરતી વખતે આસન સિદ્ધ કરી, નેત્ર બંધ કરી, હૃદયમાં રહેલા પરબ્રહ્મનું ચિંતન કરે છે. યોગીઓ બધાને સમાન માને છે. યોગસિદ્ધ કરતાં તેમને અનેક કષ્ટ પડે છે. કોઈ સમયે માન અપમાન મળે છતાં સમાન દૃષ્ટિએ તેઓ જુએ છે અને એવા યોગીઓ જગતમાં ઉપકારવૃત્તિ રાખી જનકલ્યાણ માટે જ ફરે છે. હે રાજન્ ! યોગીઓ કોઈ પણ વસ્તુની અપેક્ષા કરતા નથી તેમ દેહ ઉપર પણ આસક્તિ રાખતા નથી. માત્ર શરીર

देहमात्रभृतो भूप समलोष्टाश्मकाञ्चनाः ॥
एतादृशा महाभाग्याः स्युश्चक्षुर्गोचराः प्रिय ॥ १९ ॥
तमिदानीमहं वक्ष्ये शृणु योगमनुत्तमम् ॥
श्रुत्वा यं मुच्यते जन्तुः पापेभ्यो भवसागरात् ॥ २० ॥
शिवे विष्णौ च शक्तौ च सूर्ये मयि नराधिप ॥
याऽभेदबुद्धिर्योगः स सम्यग्योगो मतो मम ॥ २१ ॥

---

ધારણ કરી ઇન્દ્રિઓ અને ક્રોધને જિતીને, સોનું, પત્થર અને ઢેફાને સમાન ગણીને દયાથી પૂર્ણ હૃદયવાળા થઈ આ પૃથ્વી ઉપર કેવળ લોકોના કલ્યાણ માટે વિચરે છે. આવા મહાત્માઓનાં દર્શનથી આપણે પાવન થઈએ છીએ. ૧૩-૧૯.

**ભાવાર્થ**—હે રાજન્ ! તને ઉત્તમયોગ કોને કહેવો તે કહું છું જે સાંભળવાથી જીવ પાપમાંથી મુક્ત થઈ સંસારરૂપી સાગરના બંધન-માંથી મુક્ત થાય છે. જે શિવ, વિષ્ણુ, શક્તિ, સૂર્ય અને હું (ગણેશ) આ પાંચેમાં [1]અભેદ બુદ્ધિ રાખે છે, તે ઉત્તમ યોગ *છે. હું આ જગતને ઉત્પન્ન કરું છું, પાલન કરું છું અને સંહાર કરું છું. એ મારી લીલા છે.

---

१ यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति ॥ सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ જે પુરૂપ સંપૂર્ણ પ્રાણિઓને આત્મામાં જુવે છે અને સર્વ પ્રાણિઓમાં આત્માને જુવે છે તે અભેદ જ્ઞાન થવા પછી સ્તુતિ કે નિંદા કરતો નથી. (ઈશાવાસ્યોપનિષદ્.). *યોગ બે પ્રકારના છે એક સબીજ યોગ અને બીજો નિર્બીજયોગ. તેમાં નિર્બીજયોગની સાધનામાં यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ॥ ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ ચંચલ અને અસ્થિર એવું મન જ્યાંત્યાં ભટકતું રહે છે, ત્યાંથી તેને આત્મામાં વશ કરવું." એમ ગીતામાં બતાવ્યા પ્રમાણે સમાધિયોગ દુષ્કર થઈ પડે પણ સબીજ યોગમાં સમાધિ સફળ થાય છે, કેમકે તેમાં પરમાત્માની આનંદમૂર્તિનું ધ્યાન કરવાથી ચિત્ત ઉપરામ પામે છે. ( ગીતા અ. ૬-૨૬ )

अहमेव जगद्यस्मात्सृजामि पालयामि च ॥
कृत्वा नानाविधं वेषं संहरामि स्वलीलया ॥ २२ ॥
अहमेव महाविष्णुरहमेव सदाशिवः ॥
अहमेव महाशक्तिरहमेवार्यमा प्रिय ॥ २३ ॥
अहमेको नृणां नाथो जातः पञ्चविधः पुरा ॥
अज्ञानान्मां न जानन्ति जगत्कारणकारणम् ॥ २४ ॥
मत्तोऽग्निरापो धरणी मत्त आकाशमारुतौ ॥
ब्रह्मा विष्णुश्च रुद्रश्च लोकपाला दिशो दश ॥ २५ ॥
वसवो मुनयो गावो मनवः पशवोऽपि च ॥
सरितः सागरा यक्षा वृक्षाः पक्षिगणा अपि ॥ २६ ॥
तथैकविंशतिः स्वर्गा नागाः सप्त वनानि च ॥
मनुष्याः पर्वताः साध्याः सिद्धा रक्षोगणास्तथा ॥ २७ ॥

---

હું મહાવિષ્ણુ, સદાશિવ, શક્તિ અને અર્યમા (સૂર્ય) છું, એમ સમજી આ પાંચ પ્રકારે મને અભેદ ભાવથી જોવો. અજ્ઞાન જીવો માયાના આવરણથી મને જાણી શકતા નથી. મારાથીજ અગ્નિ, જળ, પૃથ્વી, આકાશ અને વાયુ એ પંચ મહાભૂત પેદા થયાં છે. તેમજ બ્રહ્મા, વિષ્ણુ, શંકર, લોકપાલો અને બધી દિશાઓ પણ મારાથીજ ઉત્પન્ન થયાં છે. તેજ પ્રમાણે આઠ વસુઓ, મનુઓ, પશુઓ, નદીઓ, સપ્ત સાગરો, યક્ષો, વૃક્ષો અને પક્ષિગણો, એ પણ મારા વડે જ પેદા થયાં છે. તેવી રીતે એકવિંશ સ્વર્ગ, નાગો, સાત મહા અરણ્યો, મનુષ્યો, પર્વતો, સાધ્યો, સિદ્ધો અને રાક્ષસો એ પણ મારાથી જ ઉત્પન્ન થયાં છે.[1] હું એ સર્વનો સાક્ષીભૂત છું. હું વિશ્વમાં રહેવા છતાં કર્મથી અલિપ્ત છું, અમાપ છું, નિર્વિકાર છું, અવ્યક્ત છું. જગતમાં મારી ગતિ અકુંઠિત છે.

---

१ एकोऽहं बहु स्याम् । હું એક છું ( તે ) બહુ થાઉં. (શ્રુતિ.)

अहं साक्षी जगच्चक्षुरलिप्तः सर्वकर्मभिः ॥
अविकारोऽप्रमेयोऽहमव्यक्तो विश्वगोऽव्ययः ॥ २८ ॥
अहमेव परं ब्रह्माव्ययानन्दात्मकं नृप ॥
मोहयत्यखिलान्माया श्रेष्ठान्मम नरानमून् ॥ २९ ॥
सर्वदा षड्विकारेषु तानियं योजयेद् भृशम् ॥
हित्वाऽज्ञापटलं जन्तुरनेकैर्जन्मभिः शनैः ॥ ३० ॥
विरज्य विन्दति ब्रह्म विषयेषु सुबोधतः ॥
अच्छेद्यं शस्त्रसंघातैरदाह्यमनलेन च ॥ ३१ ॥
अक्लेद्यं भूप भुवनैरशोष्यं मारुतेन च ॥
अवध्यं वध्यमानेऽपि शरीरेऽस्मिन्नराधिप ॥ ३२ ॥
यामिमां पुष्पितां वाचं प्रशंसन्ति श्रुतीरिताम् ॥
त्रयीवादरता मूढास्ततोऽन्यन्मन्वतेऽपि न ॥ ३३ ॥

---

મારો કોઈકાળે નાશ નથી, એવું આનંદમય બ્રહ્મ તે હું છુ. મારી માયાના આવરણ વડે જીવમાત્રને બંધન કરનારી મારી [1]માયા છે. ૨૦-૨૯.

ભાવાર્થઃ—તેમાં (માયામાં) છ[2] વિકારો રહ્યા છે, પરંતુ યોગવડે જન્મજન્માંતરના જ્ઞાનથી તે જીવનું માયાનું બંધન ધીમે ધીમે મુક્ત થાય છે અને વિષયોથી તે વિરક્ત થાય છે અને તેને પરબ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે (આત્મા) ને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી ભીંજવી શકતું નથી, પવન સૂકવી શકતો નથી, અને આ નાશવંત શરીરમાં રહેવા છતાં તેનો નાશ થતો નથી. પંચભૌતિક દેહનો નાશ થાય છે પણ આત્માનો નાશ થતો નથી. વેદત્રયીમાં

---

૧ मम माया दुरत्यया। ભગવાન્ કહે છે કે, 'મારી માયા ઘણી કઠીન છે.'
૨ છ વિકારઃ—કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર.

कुर्वन्ति सततं कर्म जन्ममृत्युफलप्रदम् ॥
स्वर्गैश्वर्यरता ध्वस्तचेतना भोगबुद्धयः ॥ ३४ ॥
सम्पादयन्ति ते भूप स्वात्मना निजबन्धनम् ॥
संसारचक्रं युञ्जन्ति जडाः कर्मपरा नराः ॥ ३५ ॥
यस्य यद्विहितं कर्म तत्कर्तव्यं मदर्पणम् ॥
ततोऽस्य कर्मबीजानामुच्छिन्नाः स्युर्महाङ्कुराः ॥ ३६ ॥
चित्तशुद्धिश्च महती विज्ञानसाधिका भवेत् ॥
विज्ञानेन हि विज्ञातं परं ब्रह्म मुनीश्वरैः ॥ ३७ ॥
तस्मात्कर्माणि कुर्वीत बुद्धियुक्तो नराधिप ॥
न त्वकर्मा भवेत्कोऽपि स्वधर्मत्यागवांस्तथा ॥ ३८ ॥

---

કહ્યા મુજબ જે મૂઢ કર્મ કરવામાંજ સફળતા માને છે અને શ્રુતિમાં કહ્યા પ્રમાણે જેની પ્રશંસા કરે છે તે કર્મ કરી સ્વર્ગાદિ સુખમાં આનંદ માનનાર અને ભોગવિલાસાદિ સુખ ભોગવનાર વારંવાર જન્મ મૃત્યુના ક્લેશમાં પડે છે.[1] હે રાજન્! એવા પ્રાણીને આ સંસારચક્રમાં વારંવાર જન્મમરણ થાય છે. માટે નિષ્કામ ભાવે કર્મ કરી મને અર્પણ કરનાર જીવને કર્મબંધન નડતું નથી[2] જેમ બીજમાંથી અંકુર નિકળે અને તે નષ્ટ થાય તો વૃક્ષનો અભાવ થાય, તેમ જ્ઞાનીને કર્મરૂપી બીજાંકુર ઉદ્ભવી તે નષ્ટ થયાથી પરબ્રહ્મનું જ્ઞાન થાય છે, પરંતુ વાસનારૂપ બીજથી તેનો અભાવ થાય છે. જ્યાં સુધી કર્મની

---

१ पुनरपि जननं पुनरपि मरणं० (शंकराचार्य) ॥

२ मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ॥ निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥ વિવેક બુદ્ધિ વડે બધાં કર્મો મારામાં અર્પણ કરીને નિરાશા, મમતા તથા શોકથી રહિત થઈ યુદ્ધરૂપ કર્મ કર. (ગીતા અ. ૩ શ્લો. ૩૦)

जहाति यदि कर्माणि ततः सिद्धिं न विन्दति ॥
आदौ ज्ञानेनाधिकारः कर्मण्येव स युज्यते ॥ ३९ ॥
कर्मणा शुद्धहृदयोऽभेदबुद्धिमुपैष्यति ॥
स च योगः समाख्यातोऽमृतत्वाय हि कल्पते ॥ ४० ॥
योगमन्यं प्रवक्ष्यामि शृणु भूप तदुत्तमम् ॥
पशौ पुत्रे तथा मित्रे शत्रौ बन्धौ सुहृज्जने ॥ ४१ ॥
बहिर्दृष्ट्या च समया हृत्स्थयाऽऽलोकयेत्पुमान् ॥
सुखे दुःखे तथाऽमर्षे हर्षे भीतौ समो भवेत् ॥ ४२ ॥
रोगाप्तौ चैव भोगाप्तौ वा जये विजयेऽपि च ॥
श्रियोऽयोगे च योगे च लाभालाभे मृतावपि ॥ ४३ ॥
समो मां वस्तुजातेषु पश्यन्नन्तर्बहिः स्थितम् ॥
सूर्ये सोमे जले वह्नौ शिवे शक्तौ तथाऽनिले ॥ ४४ ॥

---

વાસના હોય ત્યાં સુધી ચિત્ત શુદ્ધ થતું નથી. માટે પ્રથમ વાસનાનો ત્યાગ અને ચિત્તશુદ્ધિ બને ત્યારે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. કર્મ કરવાથી મન શુદ્ધ બને છે. જ્યારે અભેદ બુદ્ધિ થાય ત્યારે મોક્ષ રૂપ યોગ સિદ્ધ થએલો ગણાય છે. ૩૦–૪૦

**ભાવાર્થઃ**—હે રાજન્! યોગનો બીજો ઉત્તમ પ્રકાર કહું છું. [1]પશુ, પુત્ર, મિત્ર, શત્રુ, બંધુ, સગાં સ્નેહી પ્રત્યે સમાન દૃષ્ટિ રાખવી. વળી સુખ દુઃખ, ક્રોધ હર્ષ અને ભયસમયે સમભાવ રાખવો. રોગમાં, અનેક પ્રકારના ભોગમાં, જયપરાજયમાં, લક્ષ્મીની પ્રાપ્તિસમયે અને લક્ષ્મીના નાશસમયમાં, લાભ તથા નુકશાન સમયમાં, તેમજ મરણસમયમાં મનની સ્થિતિ સરખી રહે તે "યોગ" જાણવો.

---

[1] समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ॥ शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥ જે શત્રુ, મિત્ર, માન, અપમાન, ટાઢ, તાપ, સુખ, દુઃખમાં સમાન ભાવવાળો અને સંગરહિત રહે છે. (ભગવદ્ગીતા અ. ૧૨ શ્લો. ૧૮)

द्विजे हृदे महानद्यां तीर्थे क्षेत्रेऽघनाशिनि ॥
विष्णौ च सर्वदेवेषु तथा यक्षोरगेषु च ॥ ४५ ॥
गन्धर्वेषु मनुष्येषु तथा तिर्यग्भवेषु च ॥
सततं मां हि यः पश्येत्सोऽयं योगविदुच्यते ॥ ४६ ॥
संपराहृत्य स्वार्थेभ्य इन्द्रियाणि विवेकतः ॥
सर्वत्र समताबुद्धिः स योगो भूप मे मतः ॥ ४७ ॥
आत्मानात्मविवेकेन या बुद्धिर्दैवयोगतः ॥
स्वधर्मासक्तचित्तस्य तद्योगो योग उच्यते ॥ ४८ ॥
धर्माधर्मौ जहातीह तया त्यक्त उभावपि ॥
अतो योगाय युञ्जीत योगो वैधेषु कौशलम् ॥ ४९ ॥
धर्माधर्मफले त्यक्त्वा मनीषी विजितेन्द्रियः ॥
जन्मबन्धविनिर्मुक्तः स्थानं संयात्यनामयम् ॥ ५० ॥

---

જગતમા ઉત્પન્ન થયલી વસ્તુમાત્રમા અંદર અને બહાર સમાન ભાવ રાખવો સૂર્ય, ચંદ્ર, જલ, અગ્નિ, શક્તિ અને વાયુ વગેરેમાં સમાન દૃષ્ટિ રાખવી એને પણ યોગ કહ્યો છે. તેમજ હૃદયમાં, વિષ, મહાનદી, તીર્થ અથવા પાપનાશક ક્ષેત્ર, વિષ્ણુ, સર્વ દેવો, યક્ષ અને ઉરગ વગેરેમાં સમભાવ રાખવો એ પણ યોગ મનાયો છે. ગંધર્વ, મનુષ્ય, કીટકાદિ તિર્યંગ્યોનિ એ સર્વમાં આત્મા એકજ છે, એમ જોવાથી જ્ઞાની એ યોગ મેળવે છે. સ્વાર્થવૃત્તિ છોડી ઇન્દ્રિઓને વશ કરી સર્વત્ર સમાનતાની ભાવનાથી જે જુએ તેને યોગી કહે છે. તે મને માન્ય છે. જેનું મન સ્વધર્માચરણમાં આસક્ત છે અને જે આત્મા કોણ તેમજ અનાત્મા કોણ એમ બુદ્ધિપૂર્વક વિચાર કરે છે તેને યોગ સિદ્ધ થઈ શકે છે. આવી રીતે ધર્માધર્મનો ત્યાગ કરી બુદ્ધિપૂર્વક યોગવડે ઉપયોગ કરવો. આવા યોગીઓ ધર્મ

यदा ह्यज्ञानकालुष्यं जन्तोर्बुद्धिः क्रमिष्यति ॥
तदाऽसौ याति वैराग्यं वेदवाक्यादिषु क्रमात् ॥ ५१ ॥
त्रयीविप्रतिपन्नस्य स्थाणुत्वं यास्यते यदा ॥
परात्मन्यचला बुद्धिस्तदाऽसौ योगमाप्नुयात् ॥ ५२ ॥
मानसानखिलान्कामान्यदा धीमांस्त्यजेत्प्रिय ।
स्वात्मनि स्वेन संतुष्टः स्थिरबुद्धिस्तदोच्यते ॥ ५३ ॥
वितृष्णः सर्वसौख्येषु नोद्विग्नो दुःखसंगमे ॥
गतसाध्वसरुड्रागः स्थिरबुद्धिस्तदोच्यते ॥ ५४ ॥
यथाऽयं कमठोऽङ्गानि संकोचयति सर्वतः ॥
विषयेभ्यस्तथा खानि संकर्षेद्योगतत्परः ॥ ५५ ॥
व्यावर्तन्तेऽस्य विषयास्त्यक्ताहारस्य वर्ष्मिणः ॥
विना रागं च रागोऽपि दृष्ट्वा ब्रह्म विनश्यति ॥ ५६ ॥

---

અધર્મના ફલનો ત્યાગ કરી ઇન્દ્રિઓને જીતી જન્મમરણમાંથી મુક્ત થઈ અક્ષય ધામ પ્રાપ્ત કરે છે. જ્યારે બુદ્ધિવડે અજ્ઞાન નાશ પામે ત્યારે વેદવાક્ય પ્રમાણે ક્રમે કરીને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. ૪૧–૫૧

**ભાવાર્થઃ**—જ્યારે વેદત્રયીપ્રાપ્તિ દ્વારા જેની બુદ્ધિ પરમાત્માને વિષે સ્થિર થાય છે તેને યોગ પ્રાપ્ત થાય છે. હે રાજન્ ! જે બુદ્ધિપૂર્વક માનસિક ઇચ્છાઓ છોડીને સંતોષ માને છે તેને યોગ સિદ્ધ થાય છે. જે કોઈ પણ જાતની ઇચ્છા કરતો નથી તેમજ દુઃખસમયમાં ઉદ્વેગ કરતો નથી અને ભય, ક્રોધ અને વાસનાનો જેણે ત્યાગ કર્યો છે તેની બુદ્ધિ સ્થિર થાય છે. જેવી રીતે કાચબો પોતાના અવયવોને પોતાના અંગમાં સંકુચિત કરીદે છે તેવી રીતે યોગ કરનારા પોતાની ઇન્દ્રિઓને વિષયોમાંથી સંકુચિત કરી લે છે. જે આહારનો ત્યાગ કરે છે તે સહજ વિષયોથી દૂર રહે છે જેથી વૈરાગ્યયુક્ત બુદ્ધિ વડે તે બ્રહ્મજ્ઞાનની

विपश्चिद्यतते भूप स्थितिमास्थाय योगिनः ॥
मन्थयित्वेन्द्रियाण्यस्य हरन्ति बलतो मनः ॥ ५७ ॥
युक्तस्तानि वशे कृत्वा सर्वदा मत्परो भवेत् ॥
संयतानीन्द्रियाणीह यस्यासौ कृतधीर्मतः ॥ ५८ ॥
चिन्तयानस्य विषयान्संगस्तेषूपजायते ॥
कामः संजायते तस्मात्ततः क्रोधोऽभिवर्धते ॥ ५९ ॥
क्रोधादज्ञानसंभूतिर्विभ्रमस्तु ततः स्मृतेः ॥
भ्रंशात्स्मृतेर्मतेर्ध्वंसस्तद्ध्वंसात्सोऽपि नश्यति ॥ ६० ॥
विना द्वेषं च रागं च गोचरान्यस्तु वैश्चरेत् ॥
स्वाधीनहृदयो वश्यैः संतोषं स समृच्छति ॥ ६१ ॥
त्रिविधस्यापि दुःखस्य संतोषे विलयो भवेत् ॥
प्रज्ञया संस्थितश्चायं प्रसन्नहृदयो भवेत् ॥ ६२ ॥

---

પ્રાપ્તિ કરે છે અને તેના રાગાદિ વિષયો નષ્ટ થાય છે. હે રાજન્! વિદ્વજ્જન યોગાભ્યાસ માટે પ્રયત્ન કરે છે અને ઇન્દ્રિઓને વશ રાખી જ્ઞાનરૂપી બળ દ્વારા મનને જીતે છે. તે ઇન્દ્રિઓને વશ કરી મારે વિષે ભાવ રાખે છે. જેણે પોતાની ઇન્દ્રિઓને વશ કરી છે તેને કૃતધી (બુદ્ધિમાન્) કહે છે. જેનું વિષય તરફ મન હોય છે તેનામાં કામવાસના ઉદ્ભવે છે, તેનાથી ક્રોધ થાય છે, ક્રોધથી અજ્ઞાન દશા થાય છે, પરિણામે બુદ્ધિમાં ભ્રમ થાય છે જેથી મતિ ભ્રષ્ટ થાય છે અને અંતે તેનું અધ પતન થાય છે. ૫૨–૬૦.

ભાવાર્થઃ—જે દ્વેષ, રાગ, પ્રીતિનો ત્યાગ કરી દૈવેચ્છા થી પ્રાપ્ત થયેલી વસ્તુનો મનને વશ રાખી સંતોષ માની ઉપભોગ કરે છે તે સંતોષી કહેવાય છે. જેનામાં સંતોષ છે તેને કાયિક, વાચિક માનસિક ત્રિવિધ તાપ બાધ કરતા નથી અને તેના હૃદયમાં સદા સર્વદા આનંદ રહે છે. મનની પ્રસન્નતા વિના શુદ્ધ બુદ્ધિ રહેતી નથી.

विना प्रसादं न मतिर्विना मत्या न भावना ॥
विना तां न समो भूप विना तेन कुतः सुखम् ॥ ६३ ॥
इन्द्रियाश्वान्विचरतो विषयाननुवर्तते ॥
यन्मनस्तन्मतिं हन्यादप्सु नावं मरुद्यथा ॥ ६४ ॥
या रात्रिः सर्वभूतानां तस्यां निद्राति नैव सः ॥
न स्वपन्तीह ते यत्र सा रात्रिस्तस्य भूमिप ॥ ६५ ॥
सरितां पतिमायान्ति वनानि सर्वतो यथा ॥
आयान्ति यं तथा कामा न स शांतिं क्वचिल्लभेत् ॥ ६६ ॥
अतस्तानीह संरुध्य सर्वतः खानि मानवः ॥
स्वस्वार्थेभ्यः प्रधावन्ति बुद्धिरस्य स्थिरा तदा ॥ ६७ ॥
ममताहंकृती त्यक्त्वा सर्वान्कामांश्च यस्त्यजेत् ॥
नित्यं ज्ञानरतो भूत्वा ज्ञानान्मुक्तिं स यास्यति ॥ ६८ ॥

---

શુદ્ધ બુદ્ધિવિના શ્રદ્ધા ઉદ્ભવતી નથી અને શ્રદ્ધા વિના શાન્તિ મળતી નથી. જ્યાં શાન્તિ નથી ત્યાં સુખ નથી. ઇન્દ્રિયરૂપી ઘોડાને ચલાવનાર મન વિષયો તરફ ઘસડી જાય છે. તેની દશા જેમ નદીમાં નાવ ચાલતી હોય અને પવન લાગવાથી નાવ ડૂબી જાય, તેમ વિષયો તરફ મનની વૃત્તિઓ જવાથી સંસારરૂપી નાવ ડૂબી જાય છે. તેની બુદ્ધિ નાશ પામે છે. હે રાજન્ ! જ્યારે સર્વ પ્રાણિઓની રાત્રી થાય છે ત્યારે આત્મા જાગૃત રહે છે અને તે નિદ્રામાં વશ થતો નથી. તે તેની રાત્રિ જાણવી. જે પ્રમાણે બધી નદીઓ સમુદ્ર તરફ જાય છે તે પ્રમાણે જે પ્રાણિનું મન નિરંતર ઇચ્છા પૂર્ણ કરવા તરફ વળે છે તેને કામાદિ શત્રુવડે શાન્તિ મળતી નથી. માટે ઇન્દ્રિઓનો નિરોધ કર્યા વિના બુદ્ધિમાં સ્થિરતા આવતી નથી. જેણે સ્વાર્થનો ત્યાગ કરી ઇન્દ્રિઓ વશ કરી મનને જીત્યું છે તેની બુદ્ધિ સ્થિર રહે છે. મમતા,

एवं ब्रह्मधियं भूप यो विजानाति दैवतः ॥
तुर्यामवस्थां प्राप्यापि जीवन्मुक्तिं प्रयास्यति ॥ ६९ ॥

ॐतत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखण्डे बालचरिते गजाननवरेण्यसंवादे "सांख्यसारार्थयोगो" नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

---

અહંભાવનાનો ત્યાગ કરી કામાદિને જીતી જે કોઈ જ્ઞાન મેળવે છે તેની મુક્તિ થાય છે. હે રાજન્! એ પ્રમાણે બ્રહ્મજ્ઞાન મેળવી તે દૈવત મેળવે તો તે તુરીયાવસ્થા ભોગવી જીવન્મુક્ત થાય છે. ૬૧-૬૯

ઇતિ શ્રીમહાગણેશપુરાણના ઉત્તરખંડમાં શ્રીમદ્ગણેશગીતોપનિષદમાં આવેલા યોગામૃતાર્થશાસ્ત્રમાં બાલચરિતને વિષે ગણેશવરેણ્યસંવાદમાં "સાંખ્યસારાર્થયોગ" નામનો અધ્યાય ૧ લો સંપૂર્ણ.



॥ श्रीगणेशाय नमः ॥

# અધ્યાય ૨ જો – પૂર્વરૂપ

પહેલા અધ્યાયમાં ગજાનનની અમૃતસમાન વાણી સાંભળી વરેણ્યે પ્રશ્ન કર્યો:–"હે! વિભો! આપે જ્ઞાન અને કર્મ બે માર્ગ બતાવ્યા, તેમાં ધર્મમાર્ગની દૃષ્ટિએ જે કલ્યાણકારી માર્ગ હોય તે બતાવો. ધર્મ શબ્દની વ્યાખ્યાપ્રમાણે "यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः ॥ જે શરીરધર્મની મર્યાદાથી ચાલતાં પોતાની ઉન્નતિ થાય અને સાત્ત્વિકભાવના વડે જીવ શિવ કેવી રીતે બને તેને માટે પ્રેમલક્ષણા ભક્તિરસથી જે સિદ્ધ થાય છે તે ધર્મ." આ જગતની ઉત્પત્તિને પુરુષપ્રકૃતિથી માનનારાઓ સાંખ્યવાદ કહે છે અને જગતની ઉત્પત્તિ કર્મથી થાય છે, એમ માનનારાઓ કર્મવાદી કહેવાય છે. એ ભ્રાંતિ દૂર કરવા બંને માર્ગોથી યોગ બોધરૂપ છે. કર્મસંબંધી શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે, "तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर । असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ (भ. गी. ३।१९). ફળમાં આસક્તિ રાખ્યા વિના કર્મ કરનાર મોક્ષ પામે છે." જેમ જનક વગેરે કર્મ કરી સિદ્ધિ પામ્યા છે. પરીક્ષિતને શુકદેવે કર્મયોગ ભક્તિયોગ, જ્ઞાનયોગ દ્વારા ઉપદેશ આપ્યો હતો.

કર્મના બે પ્રકાર છે. એક સકામ ને બીજો નિષ્કામ. સકામ કર્મ કરનારને ક્ષણિક સુખ મળે છે, જ્યારે નિષ્કામ કર્મ કરનારને કર્મ કરી ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય વડે બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય છે. એક સમયે લક્ષ્મણે રામને પૂછ્યું: "હે રામ! તમે અનેક પ્રકારના ભાવ અને રૂપ ધારણ કરો છો તો અમારે તમારા ક્યા સ્વરૂપનું ધ્યાન કરવું?" ત્યારે રામ કહે છે:–"હે લક્ષ્મણ! તું એક વાત યાદ રાખજે કે જ્યાં જ્યાં તું પ્રબળ શક્તિ જુવે છે ત્યાં ત્યાં હું જ છું."

રામાવતારમા જાબુવાને રામનું દર્શન કર્યું હતું અને દ્વાપરયુગમાં કૃષ્ણાવતારવડે સ્યમતકના નિમિત્તથી જાબુવાન સાથે યુદ્ધ કર્યું તે સમયે જાબુવાનને રામ અને કૃષ્ણરૂપે દર્શન આપ્યું હતું. જેની જેવી ભાવના હોય તે સ્વરૂપે પ્રભુ દર્શન આપે છે યોગીઓ ધ્યાન યોગથી આત્માનદ બની પરમાત્માનું ચિંતન કરે છે

યોગના ત્રણ પ્રકાર છે, કર્મયોગ, ભક્તિયોગ–ઉપાસના યોગ, ધ્યાન યોગ તેમાં નિર્ગુણ બ્રહ્મનો ધ્યાનયોગ શાસ્ત્રોમાં ઉત્તમ માન્યો છે. કપિલ મુનિએ સાંખ્યયોગ દ્વારા પોતાની માતાને ઉપદેશ આપી જીવન મુક્તિનો માર્ગ બતાવ્યો માટે સદ્ગુરુ દ્વારા જ્ઞાન મેળવી જીવનમુક્ત થવા માનવીઓએ અવશ્ય પ્રયત્ન કરવો, તો જ મનુષ્ય દેહ સફળ ગણાશે



॥ श्रीगणेशाय नमः ॥

## ॥ अध्याय २ः—कर्मयोगः ॥



वरेण्य उवाच ।

ज्ञाननिष्ठा कर्मनिष्ठा द्वयं प्रोक्तं त्वया विभो ।
अवधार्य वदैकं मे निःश्रेयसकरं नु किम् ॥ १ ॥

श्रीगजानन उवाच ।

अस्मिंश्चराचरे स्थित्यौ पुरोक्ते द्वे मया प्रिय ॥
सांख्यानां बुद्धियोगेन वैधयोगेन कर्मणाम् ॥ २ ॥
अनारम्भेण वैधानां निष्क्रियः पुरुषो भवेत् ॥
न सिद्धिं याति संत्यागात्केवलात्कर्मणो नृप ॥ ३ ॥
कदाचिदक्रियः कोऽपि क्षणं नैवावतिष्ठते ॥
अस्वतन्त्रः प्रकृतिजैर्गुणैः कर्म च कार्यते ॥ ४ ॥
कर्मकारींद्रियग्रामं नियम्यास्ते स्मरन्पुमान् ॥
तद्गोचरान्मन्दचित्तो धिगाचारः स भाष्यते ॥ ५ ॥

---

**ભાવાર્થઃ**—વરેણ્ય રાજા પ્રણામ કરી પૂછવા લાગ્યાઃ—"હે વિભો ! આપે કર્મ અને જ્ઞાન બે વિષયો બતાવ્યા; પરંતુ જે કરવાથી ચોક્કસ પ્રમાણે કલ્યાણ થતું હોય તેજ માર્ગ બતાવવા કૃપા કરો."

શ્રીગણેશજી કહે છેઃ—"હે રાજન્ ! આગળ બતાવ્યા પ્રમાણે સાંખ્યયોગવડે બુદ્ધિયોગ અને કર્મવડે વિધિયોગ એમ બે માર્ગ જાણવા. જો વિધિયુક્ત કર્મ કરે નહિ તો પુરૂષ નિષ્ક્રિય બને છે. કેવળ કર્મનો ત્યાગ કરવાથી સિદ્ધિ મળતી નથી. જેમ ગાડીના એક ચક્રથી ગાડી ચાલી શકતી નથી તેમ વિશ્વમાં વિધિયોગ અને બુદ્ધિયોગ વિના ચાલી શકાતું નથી. કદાચિત્ કર્મ કરે, પરંતુ પ્રકૃતિના ગુણના આધારે

तद्ग्रामं संनियम्यादौ मनसा कर्म चारभेत् ॥
इन्द्रियैः कर्मयोगं यो वितृष्णः स परो नृप ॥ ६ ॥
अकर्मणः श्रेष्ठतमं कर्मानीहाकृतं तु यत् ॥
वर्ष्मणः स्थितिरप्यस्याकर्मणो नैव सेत्स्यति ॥ ७ ॥
असमर्प्य निबध्यन्ते कर्म तेन जना मयि ॥
कुर्वीत सततं कर्मानाशोऽसंगो मदर्पणम् ॥ ८ ॥
मदर्थे यानि कर्माणि तानि बध्नन्ति न क्वचित् ॥
सवासनमिदं कर्म बध्नाति देहिनं बलात् ॥ ९ ॥
वर्णान्सृष्ट्वा वदं चाहं सयज्ञांस्तान्पुरा प्रिय ॥
यज्ञेन ऋध्यतामेष कामदः कल्पवृक्षवत् ॥ १० ॥
सुरांश्चानेन प्रीणध्वं सुरास्ते प्रीणयन्तु वः ॥
लभध्वं परमं स्थानमन्योन्यप्रीणनात्स्थिरम् ॥ ११ ॥

---

એમપ્રમાણે પુરૂષ કર્મ કરે અને વિષયોનું ચિંતવન કરે તો તે મંદબુદ્ધિ સમજવો અને તે કર્મ તુચ્છ ગણાય છે. [1]માટે હે રાજન્! ઇન્દ્રિઓને નિયમમાં રાખી વેદવિહિત નિષ્કામ ભાવવડે કર્મ કરે તો કર્મયોગ સિદ્ધ સમજવો. કર્મ કરીને કર્મના ફળની ઇચ્છા કરે નહિ તે ઉત્તમ કહેવાય. કર્મ કર્યા શિવાય યોગ સિદ્ધ થતો નથી. જે કર્મ કરીને મને અર્પણ નથી કરતો તે કર્મબદ્ધ થાય છે. માટે કર્મ બ્રહ્માર્પણ બુદ્ધિથી કરવું. મને અર્પણ કરેલું કર્મ મનુષ્યને બંધનકારક હોતું નથી, અને ફળની ઇચ્છા કરી કર્મ કરે તે બંધનરૂપ છે. હે રાજન્! આગળ કહ્યું છે કે, યજ્ઞ કરવો એ વિધિવાક્યાનુસાર યજ્ઞ કરવાથી પ્રજા વગેરે અનેક જીવોને સુખ મળે છે, કારણ યજ્ઞ કલ્પવૃક્ષ છે કે જે ઇચ્છા પૂર્ણ કરે છે. અન્નાદિકે વડે દેવોને તૃપ્ત કરવાથી દેવો સંતુષ્ટ થઈ

---

૧ કોઈપણ પ્રાણી ક્ષણવાર પણ કર્મ કર્યા શિવાય રહેતો નથી, કારણ પ્રકૃતિજન્ય ગુણો અવશ્ય કર્મ કરાવે છે. "નહિ કશ્ચિત્ક્ષણમપિ ગી. ૩।૫".

इष्टा देवाः प्रदास्यन्ति भोगानिष्टान्सुतर्पिताः ॥
तैर्दत्तांस्तान्नरस्तेभ्योऽदत्वा भुङ्क्ते स तस्करः ॥ १२ ॥
हुतावशिष्टभोक्तारो मुक्ताः स्युः सर्वपातकैः ॥
अदन्त्येनो महापापा आत्महेतोः पचन्ति ये ॥ १३ ॥
ऊर्जो भवन्ति भूतानि देवादन्नस्य संभवः ॥
यज्ञाच देवसंभूतिस्तदुत्पत्तिश्च वैधतः ॥ १४ ॥
ब्रह्मणो वैधमुत्पन्नं मत्तो ब्रह्मसमुद्भवः ॥
अतो यज्ञे च विश्वस्मिन् स्थितं मां विद्धि भूमिप ॥ १५ ॥
संसृतीनां महाचक्रं क्रमितव्यं विचक्षणैः ॥
स मुदा प्रीणते भूपेन्द्रियक्रीडोऽधमो जनः ॥ १६ ॥

---

આશા પૂર્ણ કરે છે. એમ પરસ્પર દેવોની પ્રસન્નતા મેળવી પોતે વરદાયી બનવું. દેવને સંતોષી ઇચ્છિત ફળ મેળવનાર ઉપભોગ કરી શકે છે, અને દેવને સંતોષ્યા વિના ઉપભોગ કરનારને તસ્કર ( ચોર ) માન્યો છે. યજ્ઞ કરી રહેલું અન્ન જે ભક્ષણ કરે છે ( પુરોડાશ ) તે પાપમાંથી મુક્ત બને છે અને સ્વાર્થવૃત્તિથી ભરણ પોષણ કરવા માટે પકાવેલું અન્ન યજ્ઞ ( પંચ મહાભાગ ) કર્યા શિવાય લે છે તેને પાપી સમજવો. અન્નથી જીવોને પોષણ મળે છે. અન્નવડે યજ્ઞ કરવાથી દેવો પ્રસન્ન થાય છે. માટે યજ્ઞ વિધિપૂર્વક બ્રહ્માર્પણબુદ્ધિથી અવશ્ય કરવો જોઈએ. ૧-૧૪.

ભાવાર્થઃ—બ્રાહ્મણો વિધિયુક્ત યજ્ઞ કરાવે તેમાં પણ ( વિશ્વરૂપ યજ્ઞમાં ) મારી સ્થિતિ છે. જે બુદ્ધિમાન્ છે તે [1]યજ્ઞદ્વારા સંસારચક્રમાંથી મોક્ષ મેળવે છે અને જે અજ્ઞાની છે તે હે રાજા ! ઇન્દ્રિયના

---

૧ યજ્ઞશબ્દથી સંધ્યાવંદનાદિ નિત્યકર્મો સમજવાં કામ્ય કર્મો અસંગત છે; છતાં કામ્ય કર્મો કરવાં, કારણ કે સકામ કર્મથી ક્રમે કરી નિષ્કામ કર્મ તરફ ગુરૂજ્ઞાનદ્વારા જઈ શકાય છે. ॥ अकरणादपि करण वरम् ॥

अन्तरात्मनि यः प्रीत आत्मारामोऽखिलप्रियः ॥
आत्मतृप्तो नरो यः स्यात्तस्यार्थो नैव विद्यते ॥ १७ ॥
कार्याकार्यकृतीनां स नैवाप्नोति शुभाशुभे ॥
किंचिदस्य न साध्यं स्यात्सर्वजंतुषु सर्वदा ॥ १८ ॥
अतोऽसक्ततया भूप कर्त्तव्यं कर्म जंतुभिः ॥
सक्तोऽगतिमवाप्नोति मामवाप्नोति तादृशः ॥ १९ ॥
परमां सिद्धिमापन्नाः पुरा राजर्षयो द्विजाः ॥
संग्रहाय हि लोकानां तादृशं कर्म चारभेत् ॥ २० ॥
श्रेयान्यत्कुरुते कर्म तत्करोत्यखिलो जनः ॥
मनुते यत्प्रमाणं स तदेवानुसरत्यसौ ॥ २१ ॥
विष्टपे मे न साध्योऽस्ति कश्चिदर्थो नराधिप ॥
अनालब्धश्च लब्धव्यः कुर्वे कर्म तथाप्यहम् ॥ २२ ॥

---

સુખભોગમાં આનંદ માની કીર્તિ વૈભવ વગેરેની ઇચ્છાથી ક્રિયા કરે છે. જે આત્માની તૃપ્તિ માટે સ્વાર્થવૃત્તિથી ક્રિયા કરે છે અને અંતરાત્માને સંતુષ્ટ માને છે એ ઇચ્છવા યોગ્ય નથી. તેવા મનુષ્યને શુભાશુભ ફળ મલતું નથી. ક્રિયાના યોગવડે કોઈ સમયે ફલપ્રાપ્તિ થાય અને સુખ મલે પરંતુ પુણ્યનો સંચય થતો નથી. માટે હે રાજા ! કોઈપણ કર્મ કરવામાં આસક્તિ રાખવી નહિ, કારણ તેમ કરવાથી (અનાસક્તિથી) મને પ્રાપ્ત થવાય છે. હે નૃપતિ ! પૂર્વના રાજાઓ, ઋષિઓ, બ્રાહ્મણોએ નિષ્કામ કર્મ કર્યું છે અને તેમને ઉત્તમ લોકની પ્રાપ્તિ થઈ છે. માટે આસક્તિ વિના કર્મ કરવું. [1]ઉત્તમ કર્મ કરનારનું અનુકરણ બીજાઓ કરે છે અને તેજ પ્રમાણે વર્તન રાખે છે. માટે હે રાજન્ ! "હું કર્મ કરીશ અને મને અલક્ષ્ય વસ્તુ મલશે" એવી ઇચ્છા

---

૧ જેમ મોટા માણુસો કાર્ય કરે તેનું અનુકરણ નાનાઓ કરે છે. यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ॥

न कुर्वेऽहं यदा कर्म स्वतन्त्रोऽलसभावितः ॥
करिष्यन्ति मम ध्यानं सर्वे वर्णा महामते ॥ २३ ॥
भविष्यन्ति ततो लोका उच्छिन्नाः संप्रदायिनः ॥
हंता स्यामस्य लोकस्य विधाता शंकरस्य च ॥ २४ ॥
कामिनो हि सदा कामैरज्ञानात्कर्मकारिणः ॥
लोकानां संग्रहायैतद्विद्वान् कुर्यादसक्तधीः ॥ २५ ॥
विभिन्नत्वमतिं जह्यादज्ञानां कर्मचारिणाम् ॥
योगयुक्तः सर्वकर्माण्यर्पयेन्मयि कर्मकृत् ॥ २६ ॥
अविद्यागुणसाचिव्यात्कुर्वन्कर्माण्यतन्द्रितः ॥
अहंकाराद्भिन्नबुद्धिरहंकर्तेति योऽब्रवीत् ॥ २७ ॥
यस्तु वेत्त्यात्मनस्तत्त्वं विभागाद्गुणकर्मणोः ॥
करणं विषये वृत्तमिति मत्वा न सज्जते ॥ २८ ॥

---

રાખવી નહિ. સ્વર્ગ મેળવવા કોઈ સાધ્ય વસ્તુ છે, એમ માની કર્મ વડે ઇચ્છિત વસ્તુ મેળવવા પ્રયત્ન કરવો ઉચિત નથી. હે નૃપ! આળસુ જીવો કોઈ પણ કર્મ કરતા નથી અને કેવળ મારૂં ધ્યાન કરે છે. આથી ઉપાસના માર્ગ નષ્ટ થાય, અને વર્ણસંકરદોષ પેદા થાય. અજ્ઞાન જીવ હેતુપૂર્વક કર્મ કરે છે, પરંતુ જે જ્ઞાની છે તે નિષ્કામ કર્મ કરે છે. અજ્ઞાનતાથી કર્મ કરનારમાં ભેદબુદ્ધિ ઉદ્ભવે છે, માટે ભેદબુદ્ધિનો ત્યાગ કરી જ્ઞાનીનો સંગ કરી નિષ્કામ ભાવે કર્મ કરવું. અજ્ઞાનને સત્સંગથી દૂર કરી જ્ઞાન મેળવી અભેદબુદ્ધિથી કર્મ કરી બ્રહ્માર્પણ કરવું. અજ્ઞાનબુદ્ધિવડે જે કર્મ કરે છે તેનામાં "મેં કર્યું છે કે, હું કરૂં છું" એવી અહંકારવૃત્તિથી ભેદયુક્ત બુદ્ધિ ઉત્પન્ન થાય છે. જે આત્મતત્ત્વને જાણે છે તે વિષયરૂપ પદાર્થમાં આસક્તિ રાખતો નથી, અને શુદ્ધ વૃત્તિથી જે કર્મ કરે છે તેને વિષયરૂપ વાસના રહેતી નથી. ૧૫-૨૮

कुर्वंति सफलं कर्म गुणैस्त्रिभिर्विमोहिताः ॥
अविश्वस्तः स्वात्मद्रुहो विश्वविन्नैव लंघयेत् ॥ २९ ॥
नित्यं नैमित्तिकं तस्मान्मयि कर्मार्पयेद् बुधः ॥
त्यक्त्वाऽहंममताबुद्धिं परां गतिमवाप्नुयात् ॥ ३० ॥
अनीर्ष्यन्तो भक्तिमन्तो ये मयोक्तमिदं शुभम् ॥
अनुतिष्ठन्ति ये सर्वे मुक्तास्तेऽखिलकर्मभिः ॥ ३१ ॥
ये चैव नानुतिष्ठन्ति त्वशुभा हतचेतसः ॥
ईर्ष्यमाणान्महामूढान्नष्टांस्तान्विद्धि मे रिपून् ॥ ३२ ॥
तुल्यं प्रकृत्या कुरुते कर्म यज्ज्ञानवानपि ॥
अनुयाति च तामेवाग्रहस्तत्र मुधा मतः ॥ ३३ ॥
कामश्चैव तथा क्रोधः खानामर्थेषु जायते ॥
नैतयोर्वश्यतां यायादस्य विध्वंसकौ यतः ॥ ३४ ॥

---

ભાવાર્થ :—કેટલાક સત્ત્વ, રજ, તમ જેવા ત્રણ ગુણોએ યુક્ત માયામાં મોહિત બની ફલની ઇચ્છાથી કર્મ કરે છે, કારણ કે તેને શાસ્ત્ર પર વિશ્વાસ નથી. તે કેવળ પોતાના આત્માનો દ્રોહ કરે છે, પરંતુ જે વિશ્વાસુ છે, વિશ્વવેત્તા છે, શ્રદ્ધાવાન્ છે તે શાસ્ત્રનું ઉલ્લંઘન કરતો નથી. માટે જે સમજીને વિધિયુક્ત નિત્ય નૈમિત્તિક કર્મ કરે છે અને તે મને અર્પણ કરે છે તેની 'હું અથવા અહંભાવના'ની બુદ્ધિ નાશ પામતાં તે પરમ ગતિ મેળવે છે. જે કાંઈ પણ ઇચ્છા કર્યા શિવાય કર્મ કરે છે તેને કર્મબંધન હોતું નથી અર્થાત્ તે કર્મથી મુક્ત થાય છે. જે મારા કહ્યા પ્રમાણે કર્મ કરતો નથી તે મૂર્ખ, નષ્ટ બુદ્ધિવાળો, અપવિત્ર અને મારા શત્રુ સમાન જાણવો. જે જ્ઞાનસંપન્ન હોય છતાં પ્રકૃતિને વશ બની કર્મ કરે છે તેને અજ્ઞાની સમજવો. ઇંદ્રિઓના વિષયોને ( કામ, ક્રોધાદિને ) વશ થવું નહિ, કારણ કે તે

शक्तोऽगुणो निजो धर्मः सांगादन्यस्य धर्मतः ॥
निजे तस्मिन्मृतिः श्रेयोऽपरत्र भयदः परः ॥ ३५ ॥
वरेण्य उवाच ।
पुमान्यत्कुरुते पापं स हि केन नियुज्यते ॥
अकांक्षन्नपि हेरम्ब प्रेरितः प्रबलादिव ॥ ३६ ॥
श्रीगजानन उवाच ।
कामक्रोधौ महापापौ गुणद्वयसमुद्भवौ ॥
नयन्तौ वश्यतां लोकान् विद्ध्येतौ द्वेषिणौ वरौ ॥ ३७ ॥
आवृणोति यथा माया जगद्बाष्पो जलं यथा ॥
वर्षामेघो यथा भानुं तद्वत्कामोऽखिलांश्च रुट् ॥ ३८ ॥
प्रतिपत्तिमतो ज्ञानं छादितं सततं द्विषा ॥
इच्छात्मकेन तरसा दुष्पोषेण च शुष्मिणा ॥ ३९ ॥

---

ભ્રષ્ટ કરી અધઃપતન કરનાર છે. ગુણવાને પોતાનો જે ધર્મ હોય તેનો ત્યાગ કરવો શ્રેયસ્કર નથી. પોતાના માર્ગમાં ધર્માચરણ કરવામાં શ્રેય છે અને પરધર્મ પરલોકમાં પણ દુઃખકારક છે."

વરેણ્ય રાજા પૂછવા લાગ્યા :—"હે દેવ ! પાપ કરવાની ઇચ્છા ન હોવા છતાં પાપ કર્મ થાય છે તે કોણ કરાવે છે તે મને કહો."

શ્રી ગજાનન કહે છે :—"હે ભૂપતિ ! રજોગુણ અને તમોગુણથી ઉત્પન્ન થયેલા એટલે કે તેમાં રજોગુણથી કામ અને તમોગુણથી ક્રોધ ઉત્પન્ન થાય છે એ બન્ને શત્રુ સમજવા. અને જગતમાં માયાના આવરણવડે એવાં કર્મ થાય છે. જેમ પાણીમાં સૂર્ય તપવાથી તેની વરાળ થઈ આકાશ માર્ગે જાય છે અને તે વર્ષા (વૃષ્ટિ) રૂપે પૃથ્વીપર પડે છે તે જળ નદીઓમાં જઈ સમુદ્રમાં સમાય છે. વાદળ ઘેરાવાથી સૂર્યને આચ્છાદિત બનાવે છે તેજ રીતે માયા પણ વ્યાપ્ત છે. તે માયાના પ્રાબલ્યવડે મોહમાં પડી વેગવાન થઈ પોષણ કરવામાં

आश्रित्य बुद्धिमनसी इन्द्रियाणि स तिष्ठति ॥
तैरेवाच्छादितप्रज्ञो ज्ञानिनं मोहयत्यसौ ॥ ४० ॥
तस्मान्नियम्य तान्यादौ स मनांसि नरो जयेत् ॥
ज्ञानविज्ञानयोः शांतिकरं पापं मनोभवम् ॥ ४१ ॥
यतस्तानि पराण्याहुस्तेभ्यश्च परमं मनः ॥
ततोऽपि हि परा बुद्धिरात्मा बुद्धेः परो मतः ॥ ४२ ॥
बुद्ध्वैवमात्मनाऽऽत्मानं संस्तभ्यात्मानमात्मना ॥
हत्वा शत्रुं कामरूपं परं पदमवाप्नुयात् ॥ ४३ ॥

ॐतत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगा-मृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखण्डे गजानन वरेण्यसंवादे "कर्मयोगो" नाम द्वितीयोऽध्यायः॥२॥

---

ઘણું કષ્ટ વેઠે છે. તે ધર્મનો દ્વેષી થાય છે. તે પોતાની ઇચ્છા પૂર્ણ કરવામાં અનેક પ્રયત્નો કરે છે. તે મને જાણી શકતો નથી. જેનું મન કામ અને ઇન્દ્રિયોના વિષયોમાં ભટકતું હોય તેની બુદ્ધિ નષ્ટ થઈ અજ્ઞાન દશાને પ્રાપ્ત થાય છે અને તે મોહવશ બને છે. માટે જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનાર કામને જીતવાથી વિષયવાસના દૂર થાય છે. ઇન્દ્રિઓને વશ કરવા માટે મનને કેળવવું જોઈએ. બુદ્ધિથી મનને જીતવું, આત્માને ઓળખવો અને આત્મજ્ઞાનવડે કામાદિ શત્રુઓ નાશ કરવા, એ પરમ પદ પ્રાપ્ત કરવાનો માર્ગ છે. ૨૯-૪૩

ઇતિ શ્રીમહાગણેશપુરાણના ઉત્તરખંડમાં શ્રીમદ્‌ગણેશગીતોપ-નિષદમાં આવેલા યોગામૃતશાસ્ત્રમાં ગજાનનવરેણ્યસંવાદમાં "કર્મયોગ" નામનો અધ્યાય ૨ જો સંપૂર્ણ.

॥ श्रीगणेशाय नमः ॥

## અધ્યાય ૩ જો – પૂર્વરૂપ



પૂર્વે સૃષ્ટિના આરંભસમયે ત્રણ ગુણને ધારણ કરનાર ૐકારસ્વરૂપ શ્રીગણેશ હતા. તેમણે જગતનું નિર્માણ કરી પ્રથમ આ યોગ વિષ્ણુને કહ્યો. एकोऽहं बहुस्याम् । ઇશ્વરવાચક ભાવ છે. ગણેશસ્વરૂપ દરેકથી રહિત હોવાથી ઇશ્વરથી પર છે. એટલે ઇશ્વરથી સૃષ્ટિનો આરંભ છે. જેથી તૂર્યાતીત તેજ તૂર્યપાદઇશ્વિરે વિષ્ણુને આ યોગ કહ્યો. ત્યારબાદ વિષ્ણુએ આ યોગ સૂર્યને કહ્યો, સૂર્યે મનુને કહ્યો અને ત્યારબાદ શિષ્યપરંપરા ઋષિઓએ આ યોગ જાણ્યો. ગુહ્યમાં ગુહ્ય આ યોગ શ્રીગણેશે વરેણ્યને બતાવ્યો. ઉત્તમચરિત્રો વાંચવાથી, સાંભળવાથી આપણું ચૈતન્ય સચેતક બને છે. આપણામાં જ્ઞાન મેળવવાની આકાંક્ષા વધે છે. એ પ્રમાણે ઉત્તરોત્તર ઉત્તમ સહવાસમાં આવવું. સત્સંગવડે જ્ઞાન મેળવી જીવનમુક્ત થવા પ્રયત્ન કરવો. એક સામાન્ય મનુષ્ય પણ ઉત્તમ વસ્તુ મેળવવાનો પ્રયત્ન કરે છે તો ઉત્તમ જ્ઞાન મેળવી ધ્યેય સિદ્ધ કરે છે અને એજ ખરો પુરુષાર્થ છે. જેમ આરસીમાં પોતાનું મુખ જોઈ મુખ પર લાગેલો ડાઘો કાઢી નાખી મુખ સ્વચ્છ બનાવીએ છીએ તેમ આપણામાં રહેલો અજ્ઞાનરૂપી ડાઘ કાઢી નાખી આત્મવિચાર વડે મન સ્વચ્છ બનાવવું. એ વિષયમાં " यो वा एताम् एवं वेद अपहत्य पापात्मानम् अनन्ते स्वर्गे लोके ज्येये प्रतितिष्ठति प्रतितिष्ठति "॥ केनोपनिषद् ॥ ३४ ॥ ९ ॥ જે આવી રીતે નિશ્ચય જાણે છે તે પાપને હઠાવીને અંતરહિત સર્વશ્રેષ્ઠ સ્વર્ગલોકમાં પ્રતિષ્ઠિત થાય છે પ્રતિષ્ઠિત થાય છે." જેમ ચાતક પક્ષી કેવળ આકાશનુંજ પાણી પીએ છે. તરસને લીધે તેનો જીવ જતો હોય છતાં પણ તે મોં ઊંચું રાખી આકાશમાંથી વરસાદનાં

ટીપાં પડે તેજ પીએ છે. ગંગા યમુના વગેરેનાં ભરપૂર જળ હોય છતાં તે જળની ઇચ્છા કરતું નથી તેમ માનવદેહુથી આત્મત ત્વરૂપ જળ પીવાને માટે અનેક મુશ્કેલીઓ નડે છતાં સદ્‌ગુરુ દ્વારા તેના વચનરૂપી અમૃતજળ પીવાથી આત્માનંદનો અનુભવ મળે છે, જેથી મુમુક્ષુ જીવ બીજી વસ્તુની ઇચ્છા કરતો નથી. ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે, "જેઓ મારો આશ્રય કરીને જરા મરણથી છૂટવા માટે પ્રયત્ન કરે છે તેઓ તે બ્રહ્મને, સમગ્ર અધ્યાત્મને અને સમસ્ત કર્મને જાણે છે" ( ભગવદ્‌ગીતા અધ્યાય સાત શ્લોક ૨૯. ) તેવી રીતે વરેણ્યને શ્રીગજાનને કહ્યું છે કે, "જ્ઞાનયજ્ઞ સર્વ કરતાં શ્રેષ્ઠ છે માટે સાધુસમાગમ દ્વારા એ જ્ઞાન મેળવવું એ સુલભ માર્ગ છે, અને જ્ઞાન મેળવી અભેદ ભાવનાથી પરમપદ મેળવવા પ્રયત્ન કરવો."



॥ श्रीगणेशाय नमः ॥

# ॥ अध्याय ३ः—विज्ञानयोगः ॥

श्रीगजानन उवाच ।

पुरा सर्गादिसमये त्रैगुण्यं त्रितनूरहम् ॥
निर्माय चैनमवदं विष्णवे योगमुत्तमम् ॥ १ ॥
अर्यम्णे सोऽब्रवीत्सोऽपि मनवे निजसूनवे ॥
ततः परंपरायातं विदुरेनं महर्षयः ॥ २ ॥
कालेन बहुना चायं नष्टः स्याच्चरमे युगे ॥
अश्रद्धेयो ह्यविश्वास्यो विगीतव्यश्च भूमिप ॥ ३ ॥
एवं पुरातनं योगं श्रुतवानसि मन्मुखात् ॥
गुह्याद्गुह्यतरं वेदरहस्यं परमं शुभम् ॥ ४ ॥

वरेण्य उवाच ।

सांप्रतं चावतीर्णोऽसि गर्भतस्त्वं गजानन ॥
प्रोक्तवान्कथमेतं त्वं विष्णवे योगमुत्तमम् ॥ ५ ॥

---

**ભાવાર્થઃ**—શ્રી ગજાનન કહે છે :–"હે રાજન્ ! આદ્ય ઉત્પત્તિ કાળે સર્ગાદિરચના સમયે ત્રણ ગુણવડે ત્રિરૂપ ધારણ કરનાર હું હતો. યોગને ઉત્પન્ન કરી પ્રથમ તે યોગ મેં વિષ્ણુને કહ્યો. તે યોગ વિષ્ણુએ સૂર્યને કહ્યો. સૂર્યે તે યોગ તેમના પુત્ર મનુને કહ્યો. આ પ્રમાણે પરંપરાગત એ યોગ મહર્ષિઓએ જાણ્યો. હે રાજા ! તે સમયે કાલગતિના યોગે તેના પર વિશ્વાસ રહ્યો નહિ જેથી તે નષ્ટ થયો. આ પ્રકારે એ ગુહ્યમાં ગુહ્ય યોગ જે વેદાંતનો સાર અને કલ્યાણકારી માર્ગ છે તે જાણવા માટે તું પહેલો છે."

વરેણ્ય રાજા પૂછવા લાગ્યા :–"હે ગજાનન ! સાંપ્રત કાળમાં તમો ગર્ભવાસથી ઉત્પન્ન થયા છો, તો પૂર્વમાં તમોએ વિષ્ણુને એ યોગ કેવી

श्रीगजानन उवाच ।

अनेकानि च ते जन्मान्यतीतानि ममापि च ॥
संस्मरे तानि सर्वाणि न स्मृतिस्तव वर्तते ॥ ६ ॥
मत्त एव महाबाहो जाता विष्ण्वादयः सुराः ॥
मय्येव च लयं यान्ति प्रलयेषु युगे युगे ॥ ७ ॥
अहमेव परो ब्रह्मा महारुद्रोऽहमेव च ॥
अहमेव जगत्सर्वं स्थावरं जंगमं च यत् ॥ ८ ॥
अजोऽव्ययोऽहंभूतात्माऽनादिरीश्वर एव च ॥
आस्थाय त्रिगुणां मायां भवामि बहुयोनिषु ॥ ९ ॥
अधर्मोपचयो धर्मापचयो हि यदा भवेत् ॥
साधून्संरक्षितुं दुष्टांस्ताडितुं सम्भवाम्यहम् ॥ १० ॥
उच्छिद्याधर्मनिचयं धर्मं संस्थापयामि च ॥
हन्मि दुष्टांश्च दैत्यांश्च नानालीलाकरो मुदा ॥ ११ ॥

---

રીતે જણાવ્યો, તે કૃપા કરી જણાવો.”

શ્રીગજાનન કહે છે :–“ હે રાજા ! તારા અનેક જન્મ થઈ ગયા અને મારાપણ અનેક અવતારો થઈ ગયા; પરંતુ તને સ્મરણ રહ્યું નહિ, અને મને સ્મરણ છે. વિષ્ણુ વગેરે સર્વે મારાથી ઉત્પન્ન થયા છે અને તે બધા પ્રલયકાલે પ્રત્યેક યુગે મારામાં લય પામે છે. બ્રહ્મા હું છું, વિષ્ણુ હું છુ, રુદ્ર હું છું, સ્થાવર જંગમાદિ જગત્ પણ હું છું. જેનો જન્મ નથી તેનો નાશ પણ નથી. સર્વનો આત્મા અનાદિ ઈશ્વર હું છું. ત્રિગુણાત્મક માયાના યોગે નાના પ્રકારની યોનિમાં જન્મ ધારણ કરૂં છું. જ્યારે અધર્મ વધી જાય અને ધર્મની ગ્લાનિ થાય તે સમયે સાધુઓનું રક્ષણ કરવા અને દુષ્ટોનો સંહાર કરવા હું ઉત્પન્ન થાઉં છું. અધર્મનો નાશ કરી ધર્મની સ્થાપના કરી નાના પ્રકારની લીલા કરૂં છું અને દુષ્ટોનો સંહાર કરૂં છું. વર્ણાશ્રમ

चर्णाश्रमान्मुनीन्साधून्पालये बहुरूपधृक् ॥
एवं यो वेत्ति संभूतिर्मम दिव्या युगे युगे ॥ १२ ॥
तत्तत्कर्म च वीर्यं च मम रूपं समासतः ॥
त्यक्त्वाऽहं ममताबुद्धिं न पुनर्भूः स जायते ॥ १३ ॥
निरीहा निर्भयारोषा मत्परा मद्व्यपाश्रयाः ॥
विज्ञानतपसा शुद्धा अनेके मामुपागताः ॥ १४ ॥
येन येन हि भावेन संसेवन्ते नरोत्तमाः ॥
तथा तथा फलं तेभ्यः प्रयच्छाम्यव्ययः स्फुटम् ॥ १५ ॥
जनाः स्युरितरे राजन्मम मार्गानुयायिनः ॥
तथैव व्यवहारं ते सेपु चान्येपु कुर्वते ॥ १६ ॥
कुर्वन्ति देवताप्रीतिं कांक्षन्तः कर्मणां फलम् ॥
प्राप्नुवन्तीह ते लोके शीघ्रं सिद्धिं हि कर्मजाम् ॥ १७ ॥

---

धर्म अने ऋषिओ तेमज साधुओनुं पालन करवा अनेक रूप धारण करी कार्य करूं छुं. ए प्रमाणे प्रत्येक युगे जन्मधारणनुं ज्ञान जेने होय छे तेने जन्ममरणादि क्लेश रहेता नथी, अने ते मुक्ति पामे छे तेज प्रमाणे मारा जन्म, कर्म, रूप, ए सर्व ममतानो त्याग करी जे जाणे छे ते जन्ममुक्त बने छे. जेणे वासनानो त्याग कर्यो होय, जे निर्भय होय, दरेक ठेकाणे मत्परायणबुद्धिवाळो होय अने जे ज्ञान, तप वगेरेथी शुद्ध बनेलो आत्मा होय ते माग योगने (मारी समीपताने) पामे छे. जे प्राणी जे भावनाथी मने भजे छे तेनी भावना हुं पूर्ण करूं छुं जे मारा मार्गमां निरंतर रही ब्रह्मार्पण बुद्धिथी व्यवहार करे छे, अने जे फलनी इच्छा गणतो नथी ते संतोषपूर्वक जे देवपर भावना होय तेने इष्ट मानी कर्म करे छे तो ते रूपवडे तेनुं कार्य हुं सफळ करूं छुं. १–१७.

चत्वारो हि मया वर्णा रजःसत्त्वतमोंऽशतः ॥
कर्मांशतश्च संसृष्टा मृत्युलोके मयाऽनघ ॥ १८ ॥
कर्त्तारमपि तेषां मामकर्त्तारं विदुर्बुधाः ॥
अनादिमीश्वरं नित्यमलिप्तं कर्मजैर्गुणैः ॥ १९ ॥
निरीहं योऽभिजानाति कर्म बध्नाति नैव तम् ॥
चक्रुः कर्माणि बुद्ध्वैवं पूर्वं पूर्वं मुमुक्षवः ॥ २० ॥
वासनासहितादाद्यात्संसारकारणाद् दृढात् ॥
अज्ञानबन्धनाज्जन्तुर्बुद्ध्वाऽयं मुच्यतेऽखिलात् ॥ २१ ॥
तदकर्म च कर्मापि कथयाम्यधुना तव ॥
यत्र मौनं गता मोहादृषयो बुद्धिशालिनः ॥ २२ ॥
तत्त्वं मुमुक्षुणा ज्ञेयं कर्माकर्मविकर्मणाम् ॥
त्रिविधानीह कर्माणि सुनिम्नैषां गतिः प्रिय ॥ २३ ॥
क्रियायामक्रियाज्ञानमक्रियायां क्रियामतिः ॥
यस्य स्यात्स हि मर्त्येऽस्मिँल्लोके मुक्तोऽखिलार्थकृत् ॥२४॥

---

હે અનઘ ! મૃત્યુલોકમાં રજોગુણ, તમોગુણ, સત્વગુણ જેવા ત્રણ ગુણોવડે વર્ણચતુષ્ટય ( ચારવર્ણ ) ઉત્પન્ન કર્યા છે. તેમાં બુદ્ધિમાન્ મને કર્તા, અકર્તા, અનાદિ, ઈશ્વર, નિત્ય અને અલિપ્ત એમ જાણેછે. જે ઇચ્છારહિત છે તેને કર્મબંધન થતું નથી. મુમુક્ષુ જન કર્મ કરે છે અને વાસનાયુક્ત સંસારમાં રહી કર્મ કરે છે તે કર્મ-બંધન થાય છે, પરંતુ બુદ્ધિકુશળ મહર્ષિઓ મૌન સેવી મોહપાશમાંથી અલિપ્ત રહે છે. કર્મ, અકર્મ, વિકર્મ એ મુમુક્ષુને જાણવા યોગ્ય છે. તેની ગતિ પણ ગંભીર છે, પરંતુ તું મારો ભક્ત છે એટલે તે ગતિ જાણવા તું સમર્થ છે. ક્રિયાના મધ્યમાં અક્રિયાનું જ્ઞાન અને અક્રિ-યાના મધ્યમાં ક્રિયાનું જ્ઞાન જેને થાય છે તે કર્મ જાણનાર કર્મમાંથી

कर्मांकुरवियोगेन यः कर्माण्यारभेन्नरः ॥
तत्त्वदर्शननिर्दग्धक्रियमाहुर्बुधा बुधम् ॥ २५ ॥
फलतृष्णां विहाय स्यात्सदा तृप्तो विसाधनः ॥
उद्युक्तोऽपि क्रियां कर्तुं किंचिन्नैव करोति सः ॥ २६ ॥
निरीहो निगृहीतात्मा परित्यक्तपरिग्रहः ॥
केवलं वै गृहं कर्माचरन्नायाति पातकम् ॥ २७ ॥
अद्वन्द्वोऽमत्सरो भूत्वा सिद्ध्यसिद्ध्योः समश्च यः ।
यथा प्राप्येह संतुष्टः कुर्वन्कर्म न बद्ध्यते ॥ २८ ॥
अखिलैर्विषयैर्मुक्तो ज्ञानविज्ञानवानपि ॥
यज्ञार्थं तस्य सकलं कृतं कर्म विलीयते ॥ २९ ॥
अहमग्निर्हविर्होता हुतं यन्मयि चार्पितम् ॥
ब्रह्मात्म्यं च ते नाथ ब्रह्मण्येव यतो रतः ॥ ३० ॥
योगिनः केचिदपरे दिष्टं यज्ञं वदन्ति च ॥
ब्रह्माग्निरेव यज्ञो वा इति केचन मेनिरे ॥ ३१ ॥

---

મુક્ત સમજવો. કર્માંકુરના વિયોગદ્વારા કર્મનો આરંભ કરે તે જ્ઞાની તત્ત્વદર્શક જાણવો. તેની ક્રિયા નિર્દગ્ધ છે એમ જાણવું. જે સાધન વગરનો મનુષ્ય સંતોષ માની ફલેચ્છા વગર કર્મ કરે છે તેને કર્મત્યાગનું ફળ પ્રાપ્ત થાય છે. સર્વ વાસનાનો ત્યાગ કરી ઇચ્છારહિત આત્મા પોતાના આશ્રમમાં રહી કર્મ કરે છે છતાં તે પાપમુક્ત થાય છે. એ પ્રમાણે દ્વન્દ્વ, મત્સરનો ત્યાગ કરી સિદ્ધિ મળે યા ન મળે છતાં સમાન બુદ્ધિ રાખે છે અને સંતોષ રાખે છે તે કર્મબંધન થતો નથી. જે જ્ઞાન, વિજ્ઞાન, વિષયોથી મુક્ત થઈ યજ્ઞ કરે છે તેને ક્રિયા બાધ કરી શકતી નથી. જે અગ્નિ, હોમનું દ્રવ્ય, હવન કરનાર અને હુતદ્રવ્ય મને અર્પણ કરે છે તેની બ્રહ્માર્પણ બુદ્ધિવડે તે ક્રિયા તેને આધાકારક થતી નથી. કોઈ યોગી દૈવનેજ યજ્ઞ માનેછે, કોઈ બ્રહ્મરૂપ અગ્નિને યજ્ઞ

संयमाग्नौ परे भूप इन्द्रियाण्युपजुह्वति ॥
स्वाग्निष्वन्ये तद्विषयाञ्छब्दादीनुपजुह्वति ॥ ३२ ॥
प्राणानामिंद्रियाणां च परे कर्माणि कृत्स्नशः ॥
निजात्मरतिरूपेऽग्नौ ज्ञानदीप्ते प्रजुह्वति ॥ ३३ ॥
द्रव्येण तपसा वापि स्वाध्यायेनापि केचन ॥
तीव्रव्रतेन यतिनो ज्ञानेनापि यजन्ति माम् ॥ ३४ ॥
प्राणेऽपानं तथा प्राणमपाने प्रक्षिपन्ति ये ॥
रुद्ध्वा गतीश्चोभयोस्ते प्राणायामपरायणाः ॥ ३५ ॥
जित्वा प्राणान्प्राणगतीरुपजुह्वति तेषु च ॥
एवं नानायज्ञरता यज्ञध्वंसितपातकाः ॥ ३६ ॥
नित्यं ब्रह्म प्रयान्त्येते यज्ञशिष्टामृताशिनः ॥
अयज्ञकारिणो लोको नायमन्यः कुतो भवेत् ॥ ३७ ॥
कायिकादित्रिधाभूतान्यज्ञान्वेदे प्रतिष्ठितान् ॥
ज्ञात्वा तानखिलान्भूप मोक्ष्यसेऽखिलबन्धनात् ॥ ३८ ॥

માને છે હે રાજન્ ! નિગ્રહરૂપી અગ્નિમા ઇન્દ્રિય રૂપી હોમ કરવો તેજ પ્રમાણે ઇન્દ્રિયરૂપ જે અગ્નિ તેમા વિષયનો હોમ કરવો તેવી રીતે પચપ્રાણ અને ઇન્દ્રિઓનાં બધા કર્મ જેમને જ્ઞાન પ્રકાશિત છે એવા જ્ઞાનીઓ આત્મરતિરૂપ અગ્નિમા હોમે છે ૧૮–૩૩

ભાવાર્થ —કોઈ દ્રવ્ય વડે, કોઈ તપ વડે, કોઈ સ્વાધ્યાય વડે મારૂં પૂજન કરે છે તે જ્ઞાનથીજ મારૂ પૂજન કરે છે જે પ્રાણવાયુને અપાનમા, અપાનને પ્રાણમા ઉભય ગતિનો નિરોધ કરે છે તેને પ્રાણાયામ કરનાર જાણવા જે પ્રાણવાયુને રોકીને પછી જ્ઞાનરૂપ યોગવડે યજ્ઞ કરે છે તે બ્રહ્મપદને મેળવે છે, પરંતુ જે કોઈ પણ રીતે યજ્ઞ કરતો નથી તેને કોઈપણ પ્રકારનુ ફળ મળતુ નથી. કાયાથી ( દેહવડે ) વેદમાર્ગમા કહ્યા પ્રમાણે જે ત્રણ પ્રકારના ( કાયિક, વાચિક, માનસિક ) યજ્ઞરૂપ કાર્ય કરનાર છે તે કર્મબંધન થતો નથી

सर्वेषां भूप यज्ञानां ज्ञानयज्ञः परो मतः ॥
अखिलं लीयते कर्म ज्ञाने मोक्षस्य साधने ॥ ३९ ॥
तज्ज्ञेयं पुरुषव्याघ्र प्रश्नेन नतितः सताम् ॥
शु्रूषया वदिष्यंति संतस्तत्त्वविशारदाः ॥ ४० ॥
नानासंगाज्जनः कुर्वन्नैकं साधुसमागमम् ॥
करोति तेन संसारे बन्धनं समुपैति सः ॥ ४१ ॥
सत्संगाद्गुणसंभूतिरापदां लय एव च ॥
स्वहितं प्राप्यते सर्वैरिह लोके परत्र च ॥ ४२ ॥
इतरत्सुलभं राजन्सत्संगोऽतीव दुर्लभः ॥
यज्ज्ञात्वा न पुनर्बन्धमेति ज्ञेयं ततस्ततः ॥ ४३ ॥
ततः सर्वाणि भूतानि स्वात्मन्येवाभिपश्यति ॥
अतिपापरतो जन्तुस्ततस्तस्मात्प्रमुच्यते ॥ ४४ ॥
द्विविधान्यपि कर्माणि ज्ञानाग्निर्दहति क्षणात् ॥
प्रसिद्धोऽग्निर्यथा सर्वं भस्मतां नयति क्षणात् ॥ ४५ ॥

---

હે રાજન્! બીજા યજ્ઞો કરતાં જ્ઞાનયજ્ઞ મારા મતે ઉત્તમ છે. કારણ મોક્ષનું જે સાધન તે જ્ઞાન છે. તેમાં બધાં કર્મોનો સમાવેશ થાય છે. કર્મ નષ્ટ થયા બાદ મુક્તિ મળે છે. જે જ્ઞાની સત્પુરૂષ હોય તેની પાસે જિજ્ઞાસુએ જઈ પ્રશ્ન કરી જ્ઞાન મેળવવું. જે તત્ત્વજ્ઞાની હોય તે સારી રીતે સમજાવે છે જે સંસારમાં રહી સાધુ પુરૂષોનો સત્સંગ કરી જ્ઞાન મેળવતો નથી તેને સાંસારિક કર્મનું બંધન રહે છે. માટે સાધુ પુરૂષોનો સંગ કરવો કે જેનાથી મન નિર્મલ બને છે, દુઃખ નાશ પામે છે, અને તે પોતાના હિતાહિતનું સાધન મેળવે છે. બીજાં સુલભ સાધનો છે છતાં સત્સમાગમ દુર્લભ છે. પ્રાણિને બંધનમાંથી મુક્ત થવા માટે એ સરળ માર્ગ છે જે અત્યંત પાપી હોય છતાં સત્સમાગમ કરી જ્ઞાનયોગ સિદ્ધ કરે તો તે તે દ્વારા મુક્તિ મેળવે છે. જેમ અગ્નિ દરેક વસ્તુને બાળીને ભસ્મ કરે છે તેમ યોગાગ્નિ દરેક

न ज्ञानसमतामेति पवित्रमितरन्नृप ॥
आत्मन्येवावगच्छन्ति योगात्कालेन योगिनः ॥ ४६ ॥
भक्तिमानिन्द्रियजयी तत्परो ज्ञानमाप्नुयात् ॥
लब्ध्वा तत्परमं मोक्षं स्वल्पकालेन यात्यसौ ॥ ४७ ॥
भक्तिहीनोऽश्रद्दधानः सर्वत्र संशयी तु यः ॥
तस्य शं नापि विज्ञानमिह लोकोऽथ वा परः ॥ ४८ ॥
आत्मज्ञानरतं ज्ञाननाशिताखिलसंशयम् ॥
योगास्ताखिलकर्माणं बध्नन्ति भूप तानि न ॥ ४९ ॥
ज्ञानखड्गप्रहारेण संभूतामज्ञतां बलात् ॥
छित्त्वाऽन्तःसंशयं तस्माद्योगयुक्तो भवेन्नरः ॥ ५० ॥

ॐ तत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखण्डे श्रीगजाननवरेण्यसंवादे "विज्ञानयोगो" नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

કર્મોને ભસ્મ કરે છે. માટે જ્ઞાનના સરખી પવિત્ર વસ્તુ બીજી નથી. તે દ્વારા આત્મજ્ઞાન થાય છે. જે ઇન્દ્રિયોને દમન કરી ભકિત કરે છે તે ક્રમે કરીને મોક્ષ મેળવે છે. જે શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરે છે, પરંતુ તેમાં સંશય કરે અને વિશ્વાસ રાખે નહિ તો તેને કલ્યાણની પ્રાપ્તિ થતી નથી ( મોક્ષ મળતો નથી ). હે રાજા ! જે હમેશાં આત્મજ્ઞાનમાં આનંદ માની રમણ કરે છે અને જેના સંશયો નાશ પામ્યા છે એવા પુરૂષને ( યોગીને ) કર્મબંધન નથી. જે જ્ઞાનરૂપ ખડ્ગવડે સંશયાત્મક અજ્ઞાનનો નાશ કરે છે તે યોગી થાય છે. ૩૪–૫૦. "

ઇતિ શ્રીમહાગણેશપુરાણના ઉત્તરખંડમાં શ્રીમદ્‌ગણેશગીતોપનિષદમાં આવેલા યોગામૃતશાસ્ત્રમાં ગજાનનવરેણ્યસંવાદમાં "વિજ્ઞાનયોગ" નામનો ૩ જો અધ્યાય સંપૂર્ણ.

---

॥ श्रीगणेशाय नमः ॥

## અધ્યાય ૪ થો—પૂર્વરૂપ

યોગશાસ્ત્રમાં યોગ કોને કહેવો એ વિષયમાં શાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે " अथ तत्त्वदर्शनोपायो योगः ॥ " " આત્મસાક્ષાત્કાર કરવા યોગનો સ્વીકાર કર્યો છે. " " तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ॥ " " ઇન્દ્રિઓને દૃઢપણે નિયમમાં રાખવી તેને મુનિઓ યોગ કહે છે. " વળી શ્રુતિમાં કહ્યું છે કે, " तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥ " " પરમાત્માનું જ્ઞાન જેને પ્રાપ્ત થયું છે તે મૃત્યુનું અતિક્રમણ કરે છે. " માટે મોક્ષને માટે પરમાત્માને ઓળખ્યા સિવાય બીજો માર્ગ નથી. એક વખત રામકૃષ્ણ યોગ સિદ્ધ કરવા માટે બેઠા હતા એવામાં એકાએક કામવાસના જાગૃત થઈ. તુરત જ એક ઝાડ નીચે જઈ મા આગળ કહેવા લાગ્યા. " એમાં જો હું મા ફસાઈ જઈશ તો મારો પ્રાણત્યાગ કરીશ ". કામવાસનાને જીતવી સહેલ નથી. જો મન સ્થિર થાય તો વાયુ આપોઆપ સ્થિર થાય છે. એ પ્રાણાયામ યોગ વડે તેમજ ભક્તિયોગવડે કુંભક થાય છે. ભક્તિ કરતાં વાયુ સ્થિર થાય છે અને સમાધિ આપોઆપ લાગી જાય છે. જ્યાંસુધી દેહાત્મકબુદ્ધિ ટળે નહિ ત્યાંસુધી જ્ઞાન થાય નહિ. જેવી રીતે કીડો ભમરીનું ધ્યાન કરતાં કરતાં તદ્રૂપ બની જાય છે તેમ જીવાત્મા સમાધિમાં પરમાત્માનું ધ્યાન કરતાં તદ્રૂપ બની જાય છે. દૂધમાં પાણી નાખીએ તો તેનો સંબંધ એક થઈ જાય છે તેમ આત્મા, પરમાત્મામાં મળી જાય છે અને તદ્રૂપ થઈ જાય છે. 'श्रीमद्भागवत'ના સાતમા સ્કંધમાં, અધ્યાય ૧૩ માં કહ્યું છે કે, " पश्येदात्मन्यदो विश्वं परे सदसतोऽव्यये ॥ आत्मानं च परब्रह्म सर्वत्र सदसन्मये ॥ " પોતે એકલા ફરવું, ભિક્ષા પર જીવવું, આત્મામાંજ રમણ કરવું, કોઈનો આશ્રય લેવો નહિ, સર્વ પ્રાણિઓમાં મિત્રભાવ રાખવો, શાંતવૃત્તિ રાખવી અને નારાયણપરાયણ રહેવું. યોગીઓ યોગ દ્વારા, ભક્તો ભક્તિયોગ દ્વારા નાશવંત વસ્તુ પર મોહ રાખતા નથી. કર્મયોગ અને કર્મસંન્યાસ યોગનાં ફળ સમાન છે. જેઓ અભેદ ભાવ ૐકાર રૂપી બ્રહ્મની ઉપાસના કરે છે તેઓ મુક્તિ મેળવે છે.

—

॥ श्रीगणेशाय नमः ॥

## ॥ अध्यायः ४—वैधसंन्यासयोगः ॥



वरेण्य उवाच ।

संन्यस्तिश्चैव योगश्च कर्मणां वर्ण्यते त्वया ॥
उभयोर्निश्चितं त्वेकं श्रेयो यद्वद मे प्रभो ॥ १ ॥

श्रीगजानन उवाच ।

क्रियायोगो वियोगश्चाप्युभौ मोक्षस्य साधने ॥
तयोर्मध्ये क्रियायोगस्त्यागात्तस्य विशिष्यते ॥ २ ॥
द्वन्द्वदुःखसहोऽद्वेष्टा यो न कांक्षति किञ्चन ॥
मुच्यते बन्धनात्सद्यो नित्यं संन्यासवान्सुखम् ॥ ३ ॥
वदन्ति भिन्नफलकौ कर्मणस्त्यागसंग्रहौ ॥
मूढाल्पज्ञास्तयोरेकं संयुञ्जीत विचक्षणः ॥ ४ ॥
यदेव प्राप्यते त्यागात्तदेव योगतः फलम् ॥
संग्रहं कर्मणो योगं यो विन्दति स विन्दति ॥ ५ ॥

---

ભાવાર્થઃ—વરેણ્ય રાજા કહેવા લાગ્યા :-"હે પ્રભુ ! તમે કર્મ-ત્યાગ કરવા જણાવ્યું તેમ કર્મ કરવા પણ જણાવ્યું એ વિષયમાં શ્રેયસ્કર માર્ગ હોય જે તે બતાવો."

શ્રીગજાનન કહે છે :-"હે રાજન્ ! એ વિષયમાં હું કહું તે સાંભળો. કર્મયોગ અને કર્મત્યાગયોગ એ બન્ને મોક્ષના સાધનરૂપ છે. કર્મનો ત્યાગવૃત્તિથી સ્વીકાર કરવો એ શ્રેષ્ઠ છે. ભેદબુદ્ધિથી જે દુ:ખ આવે છે તેમાં જે મુંઝાતો નથી તેમજ કંઈ ઇચ્છા કરતો નથી તે બંધનથી મુક્ત થઈ શાન્તિ પામે છે. જે અલ્પજ્ઞાની હોય તે કર્મનાં ભિન્ન ભિન્ન ફળ માને છે, પરતુ જે જ્ઞાની છે તે એકજ ફળનો સ્વીકાર કરે છે જે ફળ ત્યાગથી મળે છે તે ફળ યોગથી મળતું નથી. એવી રીતે જે સમજીને કર્મનો સંગ્રહ કરે છે તે યોગ સમજે છે,

केवलं कर्मणां न्यासं संन्यासं न विदुर्बुधाः ॥
कुर्वन्ननिच्छया कर्म योगी ब्रह्मैव जायते ॥ ६ ॥
निर्मलो यतचित्तात्मा जितगो योगतत्परः ॥
आत्मानं सर्वभूतस्थं पश्यन्कुर्वन्न लिप्यते ॥ ७ ॥
तत्त्वविद्योगयुक्तात्मा करोमीति न मन्यते ॥
एकादशानींद्रियाणि कुर्वंति कर्म संख्यया ॥ ८ ॥
तत्सर्वमर्पयेद्ब्रह्मण्यपि कर्म करोति यः ॥
न लिप्यते पुण्यपापैर्भानुर्जलगतो यथा ॥ ९ ॥
कायिकं वाचिकं बौद्धमैन्द्रियं मानसं तथा ॥
त्यक्त्वाऽऽशां कर्म कुर्वन्ति योगज्ञाश्चित्तशुद्धये ॥ १० ॥
योगहीनो नरः कर्म फलेहया करोत्यलम् ॥
बध्यते कर्मबीजैः स ततो दुःखं समश्नुते ॥ ११ ॥

---

એમ જાણવું. કેવળ કર્મ છોડી દીધાથી સન્યાસ થયો, એમ માનવું નહિ. ઇચ્છારહિત કર્મ કરવાથી સંન્યાસ થયો, એમ કહી શકાય. તેવી રીતે કર્મ કરનાર યોગી ક્રમે કરી બ્રહ્મસ્વરૂપ થાય છે. જેનું ચિત્ત શુદ્ધ છે, જેનું મન સ્વાધીન છે, જે જિતેન્દ્રિય છે એવો આત્મા કર્મલેપન થતો નથી, કારણ તે શુદ્ધ છે. જે તત્ત્વવેત્તા યોગી કર્મ કરતા નથી તેમ કર્મ કરવાં જોઈએ એમ પણ માનતા નથી તેઓ "દશ ઇન્દ્રિઓ અને અગીઆરમું મન કર્મ કરે છે," એમ માને છે જે કર્મ કરી બ્રહ્માર્પણ ભાવનાથી મને અર્પણ કરે છે તેને પુણ્ય અથવા પાપ લેપન થતાં નથી જેમ જલમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છતાં તે અલિપ્ત છે તેમ મને કર્મ અર્પણ કરવાથી તે અલિપ્ત છે. દેહથી, વાણીથી, બુદ્ધિવડે, કર્મેન્દ્રિયોવડે અને મનવડે કરાયલાં આ પાંચ પ્રકારનાં કર્મ જો ઇચ્છારહિત શુદ્ધ ચિત્તે કરાય તો તે યોગ છે, એમ સમજવું. જે યોગહીન બની ફ્લેચ્છાથી કર્મ કરે છે તે કર્મેચ્છામાં બંધન પામી

मनसा सकलं कर्म त्यक्त्वा योगी सुखं वसेत् ॥
न कुर्वन्कारयन्वापि नन्दञ्छ्वभ्रे सुपत्तने ॥ १२ ॥
न क्रिया न च कर्तृत्वं कस्यचित्सृज्यते मया ॥
न क्रियाबीजसंपर्कः शक्त्या तत्क्रियतेऽखिलम् ॥ १३ ॥
कस्यचित्पुण्यपापानि न स्पृशामि विभुर्नृप ॥
ज्ञानमूढा विमुह्यन्ते मोहेनावृतबुद्धयः ॥ १४ ॥
विवेकेनात्मनोऽज्ञानं येषां नाशितमात्मना ॥
तेषां विकाशमायाति ज्ञानमादित्यवत्परम् ॥ १५ ॥
मन्निष्ठा मद्धियोऽत्यन्तं मच्चित्ता मयि तत्पराः ॥
अपुनर्भवमायान्ति विज्ञानान्नाशितैनसः ॥ १६ ॥
ज्ञानविज्ञानसंयुक्ते द्विजे गवि गजादिषु ॥
समेक्षणा महात्मानः पण्डिताः श्वपचे शुनि ॥ १७ ॥

---

દુઃખ પામે છે. યોગીઓ કર્મથી બંધન થાય છે, એમ માની કર્મનો પણ ત્યાગ કરી આનંદ મગ્ન રહે છે. તેમ નગરમાં રહીને સ્વતઃ મન વડે પવિત્ર રહી કર્મ કરવાથી તેને બંધન થતું નથી. હે રાજા ! મેં કોઈ ક્રિયા કે કર્તૃત્વ ઉત્પન્ન કર્યાં નથી તેમ કર્મબીજનો સંપર્ક પણ સાધ્યો નથી, છતાં શક્તિરૂપ બીજવડે આપોઆપ તે સર્વ થાય છે. વ્યાપક એવો હું કોઇના પુણ્ય અથવા પાપનો સ્પર્શ કરતો નથી. મોહ વૃત્તિવડે જેની બુદ્ધિ મોહિત છે તે અજ્ઞાનીઓને પુણ્ય પાપનું ફળ ભોગવવું પડે છે. તે આપણે પણ જાણવા સમર્થ નથી. જેમ સૂર્ય ઉગવાથી સર્વત્ર પ્રકાશ થાય છે તેવી રીતે વિવેકબુદ્ધિવડે આત્મારૂપી પ્રકાશથી અજ્ઞાન દૂર થાય છે. મારે વિષે અત્યંત ભાવપૂર્વક ચિત્ત રાખી મત્પરાયણ રહે છે તેનો પુનર્જન્મ થતો નથી. જે જ્ઞાન, વિજ્ઞાન વડે યુક્ત થઈ બ્રાહ્મણ, ગાય, હાથી, અનેક પ્રાણી, ચાંડાલ, શ્વાન વગેરેમાં રહેલો આત્મા સરખો છે એમ જાણે છે, તેને પંડિત માનવો.

वश्यः स्वर्गो जगत्तेषां जीवन्मुक्ताः समेक्षणाः ॥
यतोऽदोषं ब्रह्म समं तस्मात्तैर्विषयीकृतम् ॥ १८ ॥

प्रियाप्रिये प्राप्य हर्षद्वेषौ ये प्राप्नुवन्ति न ॥
ब्रह्माश्रिता असंमूढा ब्रह्मज्ञाः समबुद्धयः ॥ १९ ॥

वरेण्य उवाच ।

किं सुखं त्रिषु लोकेषु देवगन्धर्वयोनिषु ॥
भगवन्कृपया तन्मे वद विद्याविशारद ॥ २० ॥

श्रीगजानन उवाच ।

आनन्दमश्नुतेऽसक्तः स्वात्मारामो निजात्मनि ॥
अविनाशि सुखं तद्धि न सुखं विषयादिषु ॥ २१ ॥

विषयोत्थानि सौख्यानि दुःखानां तानि हेतवः ॥
उत्पत्तिनाशयुक्तानि तत्रासक्तो न तत्त्ववित् ॥ २२ ॥

---

જેણે નિર્દોષ દૃષ્ટિ વડે સર્વત્ર અભેદ બ્રહ્મભાવ જાણ્યો છે તેને જગત વશ થાય છે અને તે જીવન્મુક્ત થાય છે. ૧-૧૮

**ભાવાર્થઃ**—જેની સમાન બુદ્ધિ છે તે બ્રહ્મને જાણી શકે છે. તેને પ્રિય અપ્રિય એવુ હોતું નથી, તેમ હર્ષ શોક પણ રહેતો નથી. ”

વરેણ્ય કહે છેઃ—“હે ભગવાન્ ! આ ત્રણ લોકમાં અથવા દેવગંધર્વાદિ યોનિમાં સુખ ક્યાં છે તે મને કહો, કારણ આપ સર્વજ્ઞ છો.”

શ્રીગજાનન કહે છેઃ–“ જેને આત્માને વિષે સંતોષ છે અને જે નિત્ય આનંદમાં રહે છે તેને સુખ જાણવું. અને વિષયોથી સુખ મળે છે અને આનંદ માને છે તે ખરૂ સુખ નથી. એ તો અંતમાં દુઃખ ઉત્પન્ન કરે છે. માટે તત્ત્વજ્ઞાનીઓ વિષયોથી વિરક્ત રહે છે. જે ક્રોધને

कारणे सति कामस्य क्रोधस्य सहते च यः ॥
तौ जेतुं वर्ष्मविरहात्स सुखं चिरमश्नुते ॥ २३ ॥
अन्तर्निष्ठोऽन्तःप्रकाशोऽन्तःसुखोऽन्तारतिर्लभेत् ।
असंदिग्धोऽक्षयं ब्रह्म सर्वभूतहितार्थकृत् ॥ २४ ॥
जेतारः षड्रिपूणां ये शमिनो दमिनस्तथा ॥
तेषां समन्ततो ब्रह्म स्वात्मज्ञानां विभात्यहो ॥ २५ ॥
आसनेषु समासीनस्त्यक्त्वेमान्विषयान्बहिः ॥
संस्तभ्य भ्रुकुटीमास्ते प्राणायामपरायणः ॥ २६ ॥
प्राणायामं तु संरोधं प्राणापानसमुद्भवम् ॥
वदन्ति मुनयस्तं च त्रिधाभूतं विपश्चितः ॥ २७ ॥
प्रमाणं भेदतो विद्धि लघुमध्यममुत्तमम् ॥
दशभिर्द्वयधिकैर्वर्णैः प्राणायामो लघुः स्मृतः ॥ २८ ॥
चतुर्विंशत्यक्षरो यो मध्यमः स उदाहृतः ॥
षट्त्रिंशल्लघुवर्णो य उत्तमः सोऽभिधीयते ॥ २९ ॥

---

જીતે છે તે સુખ ભોગવે છે. જેના હૃદયમાં સત્યનિષ્ઠા અને સત્ય જ્ઞાનનો પ્રકાશ છે, જેના સંશય નાશ પામ્યા છે, જે પ્રાણીનું હિત ચાહે છે તેને અક્ષય્ય બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. જેમણે શમદમાદિ વડે કામાદિ શત્રુઓ જીત્યા છે તે આત્મજ્ઞાનના અધિકારી થાય છે. સર્વે વિષયોનો ત્યાગ કરી સ્થિર આસન કરી ભ્રૂકુટિ પર દૃષ્ટિ રાખી ધ્યાનાવસ્થાથી બેસી જે આત્મચિંતન કરે છે તેને પ્રાણાયામ કરનાર જાણવો. પ્રાણાયામ સિદ્ધ કરવા પ્રાણ અપાન વાયુનો રોધ કરી ઋષિઓ પ્રાણાયામ કરે છે. તે ત્રણ પ્રકારના છે. લઘુ, મધ્યમ, ઉત્તમ. જે બાર વર્ણ વડે પ્રાણાયામ કરે છે તે લઘુ પ્રાણાયામ છે. જે ચોવીશ વર્ણ વડે કરે છે તે મધ્યમ છે અને જે છત્રીસ વર્ણ વડે કરે છે તે ઉત્તમ

सिंहं शार्दूलकं वापि मत्तेभं मृदुतां यथा ॥
नयन्ति प्राणिनस्तद्वत्प्राणापानौ सुसाधयेत् ॥ ३० ॥
पीडयन्ति मृगांस्तेन लोकान्वश्यंगतान्नृप ॥
दहत्येनस्तथा वायुः संस्तब्धो न च तत्तनुम् ॥ ३१ ॥
यथा यथा नरः कश्चित्सोपानावलिमाक्रमेत् ॥
तथा तथा वशीकुर्यात्प्राणापानौ हि योगवित् ॥ ३२ ॥
पूरकं कुम्भकं चैव रेचकं च ततोऽभ्यसेत् ॥
अतीतानागतज्ञानी ततः स्याज्जगतीतले ॥ ३३ ॥
प्राणायामैर्द्वादशभिरुत्तमैर्धारणा मता ॥
योगस्तु धारणे द्वे स्याद्योगीशस्ते सदाऽभ्यसेत् ॥ ३४ ॥
एवं यः कुरुते राजंस्त्रिकालज्ञः स जायते ॥
अनायासेन तस्य स्याद्वश्यं लोकत्रयं नृप ॥ ३५ ॥

---

છે. આ ત્રણ પ્રકારે પ્રાણાયામ સિદ્ધ થાય છે. જેમ સિંહ, વાઘ, હાથી વગેરેને મનુષ્ય વશ કરે છે તેમ પ્રાણાયામ વડે યોગીઓ દશ વિષયોને વશ કરે છે. હે રાજન્ ! સિંહાદિક વશ થાય ત્યારે મૃગાદિને પીડા કરતા નથી. તેમ પ્રાણાયામવડે વાયુ પીડા કરતો નથી અને તેનાં પાપો ભસ્મ થઈ જાય છે. શરીર ભસ્મ થતું નથી જેમ માણસ ઉપર જવા માટે દાદરનાં પગથીઆં ધીમે ધીમે ચઢે છે, તેમ યોગીઓ પ્રાણનું રોધન કરી વાયુ વશ કરી અનુક્રમે પૂરક, કુંભક, રેચક ક્રિયાવડે નાડીઓ દ્વારા વાયુઓને વશ કરે છે. પ્રાણ અપાનને જે વશ કરે છે તેવો યોગી વર્તમાન, ભૂત, ભવિષ્યજાણનારો જ્ઞાની બને છે. બાર વખત સુધી જે પ્રાણાયામ કરે છે તે ઉત્તમ છે તેનાથી ધારણાયોગ સિદ્ધ થાય છે. યોગીઓ નિત્ય ધારણાયોગથી, ઇચ્છિત વસ્તુ સાધ્ય કરે છે. હે રાજા ! આવા ત્રિકાલ યોગસાધન જાણનારાને અનાયાસે

ब्रह्मरूपं जगत्सर्वं पश्यति स्वान्तरात्मनि ॥
एवं योगश्च संन्यासः समानफलदायिनौ ॥ ३६ ॥
जन्तूनां हितकर्तारं कर्मणां फलदायिनम् ॥
मां ज्ञात्वा मुक्तिमाप्नोति त्रैलोक्यस्येश्वरं विभुम् ॥ ३७ ॥

ॐ तत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषत्सु योगामृतार्थशास्त्रे
श्रीमन्महागणेशपुराणे उत्तरखण्डे गजाननवरेण्यसंवादे
"वैधसंन्यासयोगो" नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

ત્રિલોક વશ થાય છે. યોગી જગતને બ્રહ્મરૂપ માને છે. આપ્રમાણે યોગ અને સંન્યાસ સમાન ફળ આપનારા છે. ત્રિલોકનો ઇશ અને સર્વ વ્યાપક એવો મને જે જુવે છે તે મુક્તિ પામે છે. ૧૯–૩૭"

ઇતિ શ્રીમહાગણેશપુરાણના ઉત્તરખંડમાં શ્રીમદ્દગણેશગીતોપનિષદમાં આવેલા યોગામૃતશાસ્ત્રમાં ગજાનનવરેણ્યસંવાદમાં "વૈધસંન્યાસયોગ" નામનો ૪ થો અધ્યાય સંપૂર્ણ.



॥ श्रीगणेशाय नमः ॥

## અધ્યાય ૫ મો–પૂર્વરૂપ



યોગપ્રાપ્તિના હેતુ માટે કર્મ કરવાં જ જોઇએ, તેમજ યોગસિદ્ધિ માટે ઇન્દ્રિયદમન વડે શાંતિ મેળવવી. યોગ મેળવવા માટે સંકલ્પ વિકલ્પ કરી કર્મ કરે છે તે પોતાનો શત્રુ છે. આત્મજ્ઞાનથી ઉદ્ધાર થાય છે અને તેમાં બીજા વિષયો તરફ જવાથી યોગભ્રષ્ટ થવાય છે. જેવી રીતે ભરતજી મહાતપસ્વી હતા. એક સમયે નદીકિનારે મૃગલીએ સિંહના ભયથી ગર્ભવતી હોવા છતાં નદીમાં ઝંપલાવ્યું. દૈવયોગે મૃગલીને બચ્ચું અવતરી તે જળમાં તણાવા લાગ્યું. તે જોઇને ભરતમુનિ બચ્ચાને પોતાના આશ્રમમાં લાવી તેનું પાલનપોષણ કરવા લાગ્યા. મૃગલીના બચ્ચા પર મમતા વધવાથી તેઓ પોતાનું કર્મ ભૂલવા લાગ્યા. તેમને દેહ છુટતાં મૃગલીના બચ્ચામાં ભાવના રહી ગઈ જેથી તેમનો જન્મ મૃગનો થયો. પૂર્વકર્મના સંજોગે તેમને પૂર્વનું જ્ઞાન હતું જેથી જંગલમાં એકાંતવાસ કરી કર્મનો ભોગ ભોગવવા લાગ્યા. તે દેહ છૂટતાં તેમને બ્રાહ્મણ દેહ મળ્યો જે જડ-ભરત નામે પ્રસિદ્ધ થઈ જડની માફક ચેષ્ટાઓ કરવા લાગ્યા. એ જડભરિતે રહુગણરાજાને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો હતો અને પોતે નિઃસંગ રહી તેમજ મોહમમતાનો ત્યાગ કરી સમય જતાં જીવનમુક્ત બન્યા હતા. સંત તુકારામે પોતાની ગાથામાં કહ્યું છે કે, "જગત્ જેવડો વિશાલ દૃશ્ય આકાર છે તેવડોજ મોટો કાળ તેને પોતાના જડબામાં પકડીને ઊભો છે. કાળના પાશથી કોઈ વેગળું હોય તો એક હરિનું નામ છે." ॥ "सर्वाणि पापानि हरतीति हरिः ॥ બધાં પાપોને જે નાશ કરે છે તેને હરિ કહે છે." માટે જે યોગીઓ જ્ઞાન-સંપન્ન થઈ અસંગ રહી કર્મપરાયણ રહે છે, તે યોગીઓ શ્રેષ્ઠ છે. તેમ પરબ્રહ્મમાં ભેદરહિત ભક્તિ કરનાર પણ શ્રેષ્ઠ છે.

॥ श्रीगणेशाय नमः ॥

## ॥ अध्यायः ५–योगावृत्तिप्रशंसनयोगः ॥

श्रीगजानन उवाच ।

श्रौतस्मार्तानि कर्माणि फलं नेच्छन्समाचरेत् ॥
शस्तः स योगी राजेन्द्र अक्रियाद्योगमाश्रितात् ॥ १ ॥
योगप्राप्त्यै महाबाहो हेतुः कर्मैव मे मतम् ॥
सिद्धियोगस्य संसिद्ध्यै हेतू शमदमौ मतौ ॥ २ ॥
इन्द्रियार्थांश्च संकल्प्य कुर्वन्स्वस्य रिपुर्भवेत् ॥
एताननिच्छन् यः कुर्वन्सिद्धिं योगी च सिद्ध्यति ॥ ३ ॥
सुहृत्त्वे च रिपुत्वे च ह्युद्धारे चैव बंधने ॥
आत्मनैवात्मनो ह्यात्मा नात्मा भवति कश्चन ॥ ४ ॥
मानेऽपमाने दुःखे च सुखे सुहृदि साधुषु ॥
मित्रेऽमित्रेऽप्युदासीने द्वेष्ये लोष्टे च काञ्चने ॥ ५ ॥

ભાવાર્થઃ—શ્રી ગજાનન કહે છેઃ-"હે રાજા ! ફલની ઇચ્છા કર્યા વિના શ્રુતિ સ્મૃતિમાં કહ્યા પ્રમાણે કર્મ કરવાં જોઈએ;" અને કર્મ કર્યા વગર યોગનો આશ્રય લેનાર યોગી કરતાં અપેક્ષા શિવાય કર્મ કરનાર યોગી શ્રેષ્ઠ છે. હે મહાબાહુ ! યોગપ્રાપ્તિ કરવાનું કર્મ સાધન છે. યોગ મેળવવા માટે શાન્તિ અને ઇન્દ્રિઓનું દમન એ હેતુ છે. જે વિષયોનું ચિંતન કરી કર્મ કરનાર છે તે પોતાનોજ વૈરી બને છે. માટે નિરિચ્છાથી કર્મ કરનારનો યોગ સિદ્ધ થાય છે. સૌહાર્દમાં, શત્રુતામાં, ઉદ્ધારમાં અને બંધનમાં આત્મા સહાય કરે છે, અનાત્મા સહાય કરી શકતો નથી. માન, અપમાન, સુખ, દુઃખ, સાધુ, આપ્ત, મિત્ર, અમિત્ર, ઉદાસીન, દ્વેષી, કાષ્ઠ, સુવર્ણ, એ બધાંને વિષે જેની સમાન

समो जितात्मा विज्ञानी ज्ञानींद्रियजयावहः ॥
अभ्यसेत्सततं योगं यदा युक्ततमो हि सः ॥ ६ ॥
ततः श्रान्तो व्याकुलो वा क्षुधितो व्यग्रचित्तकः ॥
कालेऽतिशीतेऽत्युष्णे वाऽनिलाग्न्यम्बुसमाकुले ॥ ७ ॥
सध्वनावतिजीर्णे गोः स्थाने साग्नौ जलान्तिके ॥
कूपकूले श्मशाने च नद्यां भित्तौ च मर्मरे ॥ ८ ॥
चैत्ये सवल्मिके देशे पिशाचादिसमावृते ॥
नाभ्यसेद्योगविद्योगं योगध्यानपरायणः ॥ ९ ॥
स्मृतिलोपश्च मूकत्वं बाधिर्यं मन्दता ज्वरः ॥
जडता जायते सद्यो दोषाज्ञानाद्धि योगिनः ॥ १० ॥
एते दोषाः परित्याज्या योगाभ्यसनशालिना ॥
अनादरे हि चैतेषां स्मृतिलोपादयो ध्रुवम् ॥ ११ ॥
नातिभुञ्जन्सदा योगी नाभुञ्जन्नातिनिद्रितः ॥
नातिजाग्रत्सिद्धिमेति भूप योगं सदाभ्यसन् ॥१२॥

બુદ્ધિ છે, અને જ્યારે જે જ્ઞાનવિજ્ઞાનસંપન્ન, જિતાત્મા અને જિતેન્દ્રિય થાય છે ત્યારે જ તે યોગાભ્યાસ કરવા યોગ્ય થાય છે. જ્યાં ધ્વનિ (અવાજ) થતો હોય જેવાં કે, ગાય, અગ્નિ, જલાશય, સ્મશાન, નદીનો કિનારો, જ્યાં ભીતિ હોય, શુષ્ક કાષ્ઠનો સંચય હોય, જ્યાં રાફડાની જગ્યા હોય, પિશાચનું સ્થાન હોય, એવાં સ્થાનમાં યોગ સિદ્ધ કરવા માટે યોગાભ્યાસ કરવો નહિ. જે યોગાભ્યાસી આ દોષ સમજતો નથી તેની બુદ્ધિમાં વિસ્મરણ થાય છે અને મૂકત્વ, બધિરત્વ, જ્વર, જડતા આવા અનેક વિકારો તેને પેદા થાય છે. માટે યોગાભ્યાસ કરનારે અત્યંત કાળજી રાખવી. જો આળસ કરે તો તેને સ્મૃતિલોપ થઈ દોષાપત્તિ લાગે છે. હે રાજન્ ! યોગાભ્યાસીએ અલ્પાહાર રાખવો તેમજ ઉપોષણ પણ કરવું નહિ. મિતાહારી રહેવું. અતિ નિદ્રા કરવી

संकल्पजांस्त्यजेत्कामान्नियताहारजागरः ॥
नियम्य खगणं बुद्ध्या विरमेत शनैः शनैः ॥१३॥
ततस्ततः कृपेदेतद्यत्र यत्रानुगच्छति ॥
धृत्वात्मवशगं कुर्याच्चित्तं चञ्चलमादृतः ॥ १४ ॥
एवं कुर्वन्सदा योगी परां निर्वृतिमृच्छति ॥
विश्वस्मिन्निजमात्मानं विश्वं च स्वात्मनीक्षते ॥ १५ ॥
योगेन यो मामुपैति तमुपैम्यहमादरात् ॥
मोचयामि न मुञ्चामि तमहं मां स न त्यजेत् ॥ १६ ॥
सुखे सुखेतरे द्वेषे क्षुधि तोषे समस्तृषि ॥
आत्मसाम्येन भूतानि सर्वगं मां च वेत्ति यः ॥ १७ ॥
जीवन्मुक्तः स योगीन्द्रः केवलं मयि संगतः ॥
ब्रह्मादीनां च देवानां स वन्द्यः स्याज्जगत्रये ॥ १८ ॥

---

નહિ, અતિશય જાગરણ કરવું નહિ. બધી ઇચ્છાપર કાબુ રાખી ઇન્દ્રિયનિગ્રહ કરવો. ધીમે ધીમે શાન્તિ મેલવવી. ૧-૧૩

**ભાવાર્થઃ**—મન ચંચલ હોવાથી, મોહ વસ્તુમાં આકર્ષણ હોવાથી યોગી તે પોતાને સ્વાધીન કરવા પ્રયત્ન કરે છે. યોગીઓ પરમગતિ મેલવવા માટે મનને સ્વાધીન રાખે છે અને આખા જગતમાં ઐક્ય ભાવ જુવે છે. યોગવડે તે મને વશ કરી મારી ગતિને પામે છે. હું પણ તેને છોડતો નથી. જે મારો બને છે, હું તેનો બની રહું છું. સંતોષી આત્મા સુખ, દુઃખ, દ્વેષ, ક્ષુધા, તૃષ્ણા વગેરે પ્રાણિમાત્રમાં સમાન ભાવે જુએ છે. તે મને સર્વવ્યાપી જાણે છે. એવો યોગી કેવળ મારે વિષે ભાવ રાખનારો બ્રહ્માદિ દેવો સહિત ત્રણ લોકમાં વંદનીય બને છે."

वरेण्य उवाच ।

द्विविधोऽपि हि योगोऽयमसंभाव्यो हि मे मतः ॥
यतोऽन्तःकरणं दुष्टं चञ्चलं दुर्ग्रहं विभो ॥ १९ ॥

श्रीगजानन उवाच ।

यो निग्रहं दुर्ग्रहस्य मनसः संप्रकल्पयेत् ॥
घटीयन्त्रसमादस्मान्मुक्तः संसृतिचक्रकात् ॥ २० ॥

विषयैः क्रकचैरेतत्संसृष्टं चक्रकं दृढम् ॥
जनश्छेत्तुं न शक्नोति कर्मकीलैः सुसंवृतम् ॥ २१ ॥

अतिदुःखं च वैराग्यं भोगाद्वैतृष्ण्यमेव च ॥
गुरुप्रसादः सत्संग उपायास्तज्जये ह्यमी ॥ २२ ॥

अभ्यासाद्वा वशीकुर्यान्मनो योगस्य सिद्धये ॥
वरेण्य दुर्लभो योगो विनाऽस्य मनसो जयात् ॥ २३ ॥

---

વરેણ્ય રાજા કહેવા લાગ્યા :—"હે દેવ! બે પ્રકારનો યોગ સિદ્ધ કરવો કઠીન છે, એમ મને લાગે છે; કારણુ મન ઘણુંજ ચંચલ છે જેથી નિગ્રહ કરવો અતિ કઠીન છે."

શ્રીગજાનન કહે છે:—હે રાજા! "નિગ્રહ કરનાર દુરાગ્રહ વડે મનનો નિગ્રહ કરે છે. જેમ ઘટીયંત્ર (ઘડીઆળ) ના કાંટા જેમ ફર્યા કરે છે તેમ સંસારચક્ર હમેશાં ચાલ્યા છે, એવી બુદ્ધિથી જે નિશ્ચય કરે છે તે મુક્ત બને છે. આ સંસારમાં વિષયરૂપ કરવત અને કર્મરૂપી ખીલો છે. આવું મજબૂત સંસારચક્રનું બંધન માયાવી જન તોડવા સમર્થ થતો નથી. હે રાજા! નિત્ય અભ્યાસી હોય તે ધીમેધીમે મનને વશ કરે છે. મનને વશ કરવું એજ દુર્લભ છે."

वरेण्य उवाच ।

योगभ्रष्टस्य को लोकः का गतिः किं फलं भवेत् ॥
विभो सर्वज्ञ मे छिन्धि संशयं बुद्धिचक्रभृत् ॥ २४ ॥

श्रीगजानन उवाच ।

दिव्यदेहधरो योगाद्भ्रष्टः स्वर्भोगमुत्तमम् ॥
भुक्त्वा योगिकुले जन्म लभेच्छुद्धिमतां कुले ॥ २५ ॥
पुनर्योगी भवत्येष संस्कारात्पूर्वकर्मजात् ॥
नहि पुण्यकृतां कश्चिन्नरकं प्रतिपद्यते ॥ २६ ॥
ज्ञाननिष्ठात्तपोनिष्ठात्कर्मनिष्ठान्नराधिप ॥
श्रेष्ठो योगी श्रेष्ठतमो भक्तिमान्मयि तेषु यः ॥ २७ ॥

ॐतत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखण्डे श्रीगजाननवरेण्यसंवादे " योगावृत्तिप्रशंसनयोगो " नाम पञ्चमोऽध्यायः ॥ ५॥

---

વરેણ્ય કહે છેઃ—"હે વિભો ! જે યોગભ્રષ્ટ થાય છે તેની શી ગતિ થાય છે? તે કયા લોકમાં જાય છે? તેનું શું ફળ મળે છે? એ વિષયમાં મને સંશય છે તે દૂર કરો."

શ્રી ગજાનન કહે છેઃ–"જે યોગભ્રષ્ટ થાય છે તે ઉત્તમ દેહ ધારણ કરી ઉત્તમ ભોગ ભોગવે છે, ઉત્તમ કુળમાં જન્મ ધારણ કરે છે અને સમય જતાં પાછો યોગી બને છે. હે રાજા ! જે પુણ્ય કર્મ કરે છે તેને નરકવાસ હોતો નથી. માટે હે રાજન્ ! જ્ઞાનસંપન્ન તપસ્વી કર્મ કરનારો યોગી શ્રેષ્ઠ છે. તેમાં મારી ભક્તિ કરનારો શ્રેષ્ઠ છે, એમ સમજવું. ૧૪–૨૭.

ઇતિ શ્રીમહાગણેશપુરાણના ઉત્તરખંડમાં શ્રીમદ્ગણેશગીતાપનિષદમાં આવેલા યોગામૃતાર્થશાસ્ત્રમાં ગજાનનવરેણ્યસંવાદમાં "યોગાવૃત્તિપ્રશંસન" નામનો ૫ મો અધ્યાય સંપૂર્ણ.

॥ श्रीगणेशाय नम ॥

# અધ્યાય ૬ ઠ્ઠો–પૂર્વરૂપ

---

જીવમાત્રમા બુદ્ધિ રહેલી છે તેમા તે પોતાની બુદ્ધિ પ્રમાણે કાર્ય કરે છે જો સાત્વિક બુદ્ધિથી કર્મ કરે છે તો તે જ્ઞાની બને છે, જે રાજસ બુદ્ધિથી કર્મ કરે છે તે ભોગી બને છે, અને જે તામસ બુદ્ધિથી કર્મ કરે છે તેનો વિનાશ થાય છે જેવી રીતે ભક્ત પ્રહ્લાદજીએ સાત્વિક બુદ્ધિથી પરમાત્માનુ ભજન કર્યું તો તેનુ રક્ષણ કરવા પ્રભુએ અવતાર ધારણ કર્યો બલિરાજાએ રાજસ બુદ્ધિવડે ઇન્દ્રપદ લેવા યજ્ઞ કર્યા તેને વામન ભગવાને પાતાલનુ રાજ્ય આપી અનેક વૈભવો આપ્યા રાવણે તામસ બુદ્ધિથી શિવનુ આરાધન કરી વરદાન મેળવ્યુ છતા તેનુ અભિમાન ઉતારવા રામચદ્રજીએ અવતાર ધારણ કરી તેને નાશ કર્યો જેમને જીવન્મુક્ત થવુ હોય તેમણે "यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति ॥ सर्वभूतेषु चात्मान ततो न विजुगुप्सते ॥ જે પુરૂષ સપૂર્ણ પ્રાણિઓને આત્મામા જુએ છે અને સર્વ પ્રાણિમાત્રમા એકજ આત્મા છે, એમ જુએ છે તેને અભેદ બુદ્ધિ થયા પછી તે કોઇની સ્તુતિ કે નિંદા કરતો નથી" ( ईशावास्योपनिषद् ) એવો નિર્મલ બુદ્ધિમાન્ મુક્ત બને છે "पुण्येन पुण्यलोक नयति। पापेन पापमुभाभ्यां मनुष्यलोक ॥ જે પુણ્ય કરે છે તે પુણ્યલોકમા જાય છે અને જે પાપાત્મા છે તે નરકમા જાય છે, અને જે પુણ્ય અને પાપ બને કરે છે તે મનુષ્યલોકમા વાસ કરી જન્મમરણના ફેરામા પડે છે" માટે અભેદ બુદ્ધિવડે પરમ પદ મેળવવા પ્રયત્ન કરવો એ જીવનની સફળતા છે

---

॥ श्रीगणेशाय नमः ॥

## ॥ अध्याय : ६—बुद्धियोगः ॥

श्रीगजानन उवाच ।

ईदृशं विद्धि मे तत्त्वं मद्गतेनान्तरात्मना ॥
यज्ज्ञात्वा मामसंदिग्धं वेत्सि मोक्ष्यसि सर्वगम् ॥ १ ॥
तत्तेऽहं शृणु वक्ष्यामि लोकानां हितकाम्यया ॥
अस्ति ज्ञेयं यतो नान्यन्मुक्तेश्च साधनं नृप ॥ २ ॥
ज्ञेया मत्प्रकृतिः पूर्वं ततः साज्ज्ञानगोचरः ॥
ततो विज्ञानसंपत्तिर्मयि ज्ञाते नृणां भवेत् ॥ ३ ॥
कनलौ खमहंकारः कं चित्तं धीसमीरणौ ॥
रवीन्दू यागकृच्चेकादशधा प्रकृतिर्मम ॥ ४ ॥
अन्यां मत्प्रकृतिं वृद्धा मुनयः संगिरन्ति च ॥
तथा त्रिविष्टपं व्याप्तं जीवत्वं गतयाऽनया ॥ ५ ॥

ભાવાર્થઃ—શ્રીગજાનન કહે છેઃ—"હે રાજન્! જે મારે વિષે મનની એકાગ્રતા કરે છે અને જ્ઞાનયોગવડે નિશ્ચયપૂર્વક મને જાણે છે તેની મુક્તિ થાય છે. જે જાણવા યોગ્ય અને વાંચવા યોગ્ય તેમજ મુક્તિનો માર્ગ મેલવવાનું જેનાથી અન્ય સાધન નથી તે લોકના હિતને માટે તને સંભળાવું છું તે સાંભળ. પ્રથમ મારી પ્રકૃતિ જાણવી જોઈએ, ત્યાર બાદ મને ઓળખવા પ્રયત્ન કરવો જોઈએ. એમ અનુક્રમે મારૂં સંપૂર્ણ જ્ઞાન થતાં વિજ્ઞાનરૂપ સંપત્તિ પ્રાપ્ત થાય છે. પૃથ્વી, અગ્નિ, આકાશ, અહંકાર, હોમદ્રવ્ય, ચિત્ત, બુદ્ધિ, વાયુ, સૂર્ય, ચંદ્ર અને યાગ કરનાર એ બધી મારી પ્રકૃતિ છે. એક વૃદ્ધ મુનિએ કહ્યું છે કે, "જે જીવ જન્મ આપનારને જાણે છે અને હું સર્વવ્યાપક છું એવી મારી પ્રકૃતિને જે જાણે છે તે જ્ઞાની છે."

आभ्यामुत्पाद्यते सर्वं चराचरमयं जगत् ॥
संगाद्विश्वस्य संभूतिः परित्राणं लयोऽप्यहम् ॥ ६ ॥
तत्त्वमेतन्निबोद्धुं मे यतते कश्चिदेव हि ॥
वर्णाश्रमवतां पुंसां पुरा चीर्णेन कर्मणा ॥ ७ ॥
साक्षात्करोति मां कश्चिद्यत्नवत्स्वपि तेषु च ॥
मत्तोऽन्यन्नेक्षते किंचिन्मयि सर्वं च वीक्षते ॥ ८ ॥
क्षितौ सुगन्धरूपेण तेजोरूपेण चाग्निषु ॥
प्रभारूपेण पूष्णयब्जे रसरूपेण चाप्सु च ॥ ९ ॥
धीतपोबलिनां चाहं धीस्तपो बलमेव च ॥
त्रिविधेषु विकारेषु मदुत्पन्नेष्वहं स्थितः ॥ १० ॥
न मां विन्दति पापीयान्मायामोहितचेतनः ॥
त्रिविकारा मोहयति प्रकृतिर्मे जगत्त्रयम् ॥ ११ ॥
यो मे तत्त्वं विजानाति मोहं त्यजति सोऽखिलम् ।
अनेकैर्जन्मभिश्चैवं ज्ञात्वा मां मुच्यते ततः ॥ १२ ॥

---

પ્રકૃતિ અને પુરુષથી આ જગત્ પેદા થયું છે. એ પ્રકૃતિના સંગથી હું આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરૂં છું. પૂર્વજન્મનાં સંચિત કર્મવડે વર્ણાશ્રમ ધર્મપ્રમાણે મારા તત્ત્વને જાણવા જે પ્રયત્ન કરે છે અને કેવળ મને ઓળખીને મારે વિષે લક્ષ આપનાર છે તેને હું પ્રત્યક્ષ થાઉં છું. તે પૃથ્વીમાં ગંધરૂપે, અગ્નિમાં તેજરૂપે, જલમાં રસરૂપે અને સૂર્યમાં પ્રભારૂપે મને જુવે છે. આ પ્રકારે બુદ્ધિથી વિચારી તે તે પદાર્થનો જે ગુણ ધર્મ છે તે હું છું. વિકારો પણ મારાથી જ છે, એમ તે બુદ્ધિમાન્ જાણે છે. જે માયાથી મોહિત છે તે મને જાણી શકતો નથી. કારણ કે સાત્ત્વિક, રાજસી અને તામસી એ પ્રકૃતિજન્ય માયામાં મોહાંધ બનેલો જીવ મને જાણી શકતો નથી. જે મારા તત્ત્વને જાણે છે તે મોહને વશ થતો નથી અને જન્મ

अन्ये नानाविधान्देवान्भजन्ते तान्व्रजन्ति ते ॥
यथा यथा मतिं कृत्वा भजते मां जनोऽखिलः ॥ १३ ॥
तथा तथाऽस्य तं भावं पूरयाम्यहमेव तम् ॥
अहं सर्वं विजानामि मां न कश्चिद्विबुद्ध्यते ॥ १४ ॥
अव्यक्तं व्यक्तिमापन्नं न विदुः काममोहिताः ॥
नाहं प्रकाशतां यामि ह्यज्ञानां पापकर्मणाम् ॥ १५ ॥
यः स्मृत्वा त्यजति प्राणमन्ते मां श्रद्धयान्वितः ॥
स यात्यपुनरावृत्तिं प्रसादान्मम भूभुज ॥ १६ ॥
यं यं देवं स्मरन्भक्त्या त्यजति स्वं कलेवरम् ॥
तत्तत्सालोक्यमायाति तत्तद्भक्त्या नराधिप ॥ १७ ॥
अतश्चाहर्निशं भूप स्मर्तव्योऽनेकरूपवान् ॥
सर्वेषामप्यहं गम्यः स्रोतसामर्णवो यथा ॥ १८ ॥

---

જન્માંતરમાં મારા તત્ત્વને જાણી જીવનમુક્ત બને છે. જે બીજા દેવોને ભાવથી ભજે છે તેઓ તે દેવલોકમાં જાય છે, અને એકત્વભાવથી જો મારૂં ભજન કરે છે તો તેની ઇચ્છા પૂર્ણ થાય છે. હું સર્વને જાણું છું, પરંતુ મને કોઈ જાણતા નથી. હું અવ્યક્ત છતાં વ્યક્તરૂપે રહી દરેક કાર્ય કરૂં છું. ગાવામાં વશ થયેલા અને પાપાચરણવાળા અજ્ઞાનીઓ છે તે, હું સર્વવ્યાપી છું છતાં તે જાણી કે જોઈ શકતા નથી. હે રાજન્ ! જે અંતકાલમાં મારૂં સ્મરણ કરતાં પ્રાણ છોડે છે તેનો પુનઃ જન્મ થતો નથી. જે પ્રાણી જે દેવનું સ્મરણ કરતાં પ્રાણ છોડે છે તે જીવાત્મા તે તે દેવલોકમાં જાય છે. માટે હે રાજા ! અનેક સ્વરૂપને ધારણ કરનાર હું છું જેથી નિરંતર મારૂં સ્મરણ કરવું એ યોગ્ય છે. જેમ દરેક નદીઓનું જલ સમુદ્રમાં મળે છે તેવી રીતે કોઈ પણ દેવનું આરાધન

ब्रह्मविष्णुशिवेन्द्राद्याँल्लोकान्प्राप्य पुनः पतेत् ॥
यो मामुपैत्यसन्दिग्धः पतनं तस्य न क्वचित् ॥ १९ ॥
अनन्यशरणो यो मां भक्त्या भजति भूमिप ॥
योगक्षेमौ च तस्याहं सर्वदा प्रतिपादये ॥ २० ॥
द्विविधा गतिरुद्दिष्टा शुक्ला कृष्णा नृणां नृप ॥
एकया परमं ब्रह्म परया याति संसृतिम् ॥ २१ ॥

ॐ तत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखण्डे श्रीगजाननवरेण्यसंवादे "बुद्धियोगो" नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

મારે વિષે પ્રાપ્ત થાય છે. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇન્દ્ર વગેરેનું આરાધન કરનાર તે તે સ્થાન પ્રાપ્ત કરે છે અને પુણ્ય ક્ષીણ થતાં પુનઃ જન્મ ધારણ કરે છે; પરંતુ જે મારા સ્થાનને મેળવે છે તેનો પુનર્જન્મ થતો નથી. જે કેવળ ભક્તિપૂર્વક મારા શરણમાં આવે છે તેનાં યોગક્ષેમ હું ચલાવું છું. હે રાજન્! મનુષ્યની બે પ્રકારની ગતિ શુક્લા અને કૃષ્ણા એ તને સંભળાવી. તેમાં શુક્લા ગતિથી તે બ્રહ્મપદની પ્રાપ્તિ કરે છે અને કૃષ્ણા ગતિથી જન્મમરણના ફેરારૂપ સંસારચક્રમાં પડે છે." ૧–૨૧

ઇતિ શ્રીમહાગણેશપુરાણના ઉત્તરખંડમાં શ્રીમદ્‌ગણેશગીતોપનિષદમાં આવેલા યોગામૃતાર્થશાસ્ત્રમાં ગજાનનવરેણ્યસંવાદમાં "બુદ્ધિયોગ" નામનો ૬ ઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

॥ श्रीगणेशाय नमः ॥

## અધ્યાય ૭ મો–પૂર્વરૂપ



પૃથ્વી, ધન કે પદાર્થમાં "આ મારૂં છે" એમ માનનાર ભલે કદાપિ એક વખત નહિ માને પણ સત્યતાથી તપાસતાં સમજવું જોઈએ. જુવો કે કોઈ પગે ચાલીને તો કોઈ હાથી, રથ અથવા ઘોડાપર બેસીને તો કોઈ મોટરમાં કે હવાઈ વિમાનમાં બેસીને મુસાફરી કરે છે. તો આ સંસાર પણ એક મુસાફરખાનું છે. આયુષ્ય પૂરૂ થતાં આ મુસાફરખાનું છોડવું પડશે. એનો સાચો સ્વામી પરમેશ્વર છે. એ પરમાત્માને વેદો ઉપનિષદોના સિદ્ધાંત પ્રમાણે ૐકારરૂપ માની પંચાયતન દેવની ઉપાસના કરવી. ૐ કારનાં નામ આકારથી સ્વતઃસિદ્ધ છે. "ततश्चोमिति ध्वनिरभूत् स वै गजाकारः ॥ આ વેદઉપનિષદમંત્રરૂપ સાક્ષાત્ અધિષ્ઠાન ગણપતિ છે" એજ કારણથી એનું પ્રથમ પૂજન થાય છે. દરેક કાર્યના આરંભસમયે "શ્રીગણેશપૂજન" કરી કાર્યનો આરંભ થાય છે. ગૃહસ્થી, બ્રહ્મચારી, વાનપ્રસ્થી કે સંન્યાસી હોય તે પ્રથમ એની ઉપાસના કરે છે. જેઓ પંચાયતનમાં જે દેવનાપર ભાવના થાય તે સ્વરૂપનું ધ્યાન આવાહનાદિ પૂજન કરે છે તે ૐકાર સ્વરૂપનીજ ઉપાસના છે. આ માર્ગ વેદ, ઉપનિષદ્, પુરાણ વગેરેમાં તેમજ કર્મકાંડના શાસ્ત્રમાં સ્પષ્ટ વર્ણન કર્યો છે. માટે વૈદિક સનાતન ધર્મમાં આદિ અંત પરમાત્માનું અભેદરૂપે વર્ણન કરી તેનો મહિમા વર્ણન કર્યો છે, અને તે પ્રમાણે સમજીને ઉપાસના કરવાથી મનુષ્ય જીવનમુક્ત બને છે. જેમ પાણીના પરપોટા પાણીમાંજ સમાય છે, દરેક નદીઓનું જલ સમુદ્રમાંજ સમાય છે તેમ અન્ય દેવોની ઉપાસના પણ ૐ કારરૂપી બ્રહ્મરૂપમાં સમાય છે એ સત્ય છે. જેઓ શ્રદ્ધાપૂર્વક કાયિક વાચિક, માનસિક એવાં ત્રણ પ્રકારનાં કર્મ કરે છે તેમાં માનસિક કર્મ ઉત્તમ છે.

॥ श्रीगणेशाय नमः ॥

## ॥ अध्याय ः ७—उपासनायोगः ॥



वरेण्य उवाच ।

का शुक्ला गतिरुद्दिष्टा का च कृष्णा गजानन ॥
किं ब्रह्म संसृतिः का मे वक्तुमर्हस्यनुग्रहात् ॥१ ॥

श्रीगजानन उवाच ।

अग्निर्ज्योतिरहः शुक्ला कर्मार्हमयनं गतिः ॥
चान्द्रं ज्योतिस्तथा धूमो रात्रिश्च दक्षिणायनम् ॥ २ ॥
कृष्णैते ब्रह्मसंसृत्योरवाप्तेः कारणं गती ॥
दृश्यादृश्यमिदं सर्वं ब्रह्मैवेत्यवधारय ॥ ३ ॥
क्षरं पञ्चात्मकं विद्धि तदन्तरक्षरं स्मृतम् ॥
उभाभ्यां यदतिक्रान्तं शुद्धं विद्धि सनातनम् ॥ ४ ॥

ભાવાર્થઃ—વરેણ્ય રાજા ગજાનનને વિનય વાણીવડે પૂછવા લાગ્યા :—"હે ભગવન્ ! તમોએ શુક્લ અને કૃષ્ણ ગતિ બતાવી તો તે કઈ કઈ તે સમજાવો, અને બ્રહ્મ એટલે શું ? સંસૃતિ એટલે શું ? તે કૃપા કરી જણાવો."

ગજાનન કહેવા લાગ્યા :—"હે રાજા ! અગ્નિ, જ્યોતિ, દિવસ એ ઉત્તરાયણ કાલમાં દેવગતિ ( દિવસ ) કહેવાય છે, તે શુક્લ ગતિ સમજવી; અને ચંદ્ર, જ્યોતિ, રાત્રિ, વાદળ એ દક્ષિણાયન કાલમાં દેવોની રાત્રી કહેવાય છે, તેને કૃષ્ણગતિ કહે છે. એ બન્ને ગતિ બ્રહ્મ-ગતિની પ્રાપ્તિનું કારણ છે. જે દૃશ્ય અને અદૃશ્ય તે બ્રહ્મરૂપ છે, એમ સમજવું. જે પંચમહાભૂતો છે તે ક્ષર છે અને જેનો નાશ નથી તે અક્ષર કહેવાય છે. એ બન્નેમાંથી જૂદો છે તે બ્રહ્મ

अनेकजन्मसंभूतिः संसृतिः परिकीर्तिता ॥
संसृतिं प्राप्नुवन्त्येते ये तु मां गणयन्ति न ॥ ५ ॥
ये मां सम्यगुपासन्ते परं ब्रह्म प्रयान्ति ते ॥
ध्यानाद्यैरुपचारैर्मां तथा पञ्चामृतादिभिः ॥ ६ ॥
स्नानवस्त्राद्यलंकारसुगन्धधूपदीपकैः ॥
नैवेद्यैः फलतांबूलैर्दक्षिणाभिश्च योऽर्चयेत् ॥ ७ ॥
भक्त्यैकचेतसा चैव तस्येष्टं पूरयाम्यहम् ॥
एवं प्रतिदिनं भक्त्या मद्भक्तो मां समर्चयेत् ॥ ८ ॥
अथवा मानसीं पूजां कुर्वीत स्थिरचेतसा ॥
अथवा फलपत्राद्यैः पुष्पमूलजलादिभिः ॥ ९ ॥
पूजयेन्मां प्रयत्नेन तत्तदिष्टं फलं लभेत् ॥
त्रिविधास्वपि पूजासु श्रेयसी मानसी मता ॥ १० ॥
साप्युत्तमा मता पूजाऽनिच्छया या कृता मम ॥
ब्रह्मचारी गृहस्थो वा वानप्रस्थो यतिश्च यः ॥ ११ ॥

---

જાણવો. જેઓ અનેક જન્મ ધારણ કરી સંસારરૂપી નાવમાં ભમે છે અને મને ઓળખતા નથી તે સંસાર રૂપી નાવમાં ડૂબે છે. જેઓ ધ્યાન, પંચામૃત વગેરેથી મારી ઉપાસના કરે છે તેઓ પરબ્રહ્મને મેળવે છે. સ્નાન, વસ્ત્ર, અલંકાર, ઉત્તમ ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, ફલ, તાંબૂલ, દક્ષિણા વગેરે ઉપચારો વડે મારી ઉપાસના કરે છે તેને બ્રહ્મપદની પ્રાપ્તિ થાય છે. જે જેવી ઇચ્છા પ્રદર્શિત કરે તેની તેવી ઇચ્છા હું પૂર્ણ કરૂં છું. માટે ભક્તિ વડે મારી ઉપાસના કરવી. અથવા સ્થિર મનથી માનસોપચાર પૂજન કરવું. અથવા ફળ, મન, પુષ્પ વગેરેથી પૂજન કરવું. જે આવી રીતે મારૂં આરાધન કરે છે તે ઇષ્ટ ફલ મેળવે છે. આવી રીતે પૂજનના ત્રણ પ્રકાર છે. તેમાં માનસોપચાર ઉત્તમ છે. કોઈપણ પ્રકારની ઇચ્છા શીવાય કરાતી મારી પૂજાપણ ઉત્તમ છે. વાનપ્રસ્થી, ગૃહસ્થી, સંન્યાસી કે

एकां पूजां प्रकुर्वाणोऽप्यन्यो वा सिद्धिमृच्छति ॥
मदन्यदेवं यो भक्त्या द्विषन्मामन्यदेवताम् ॥ १२ ॥
सोऽपि मामेव यजते परं त्वविधितो नृप ॥
यो ह्यन्यदेवतां मां च द्विषन्नन्यां समर्चयेत् ॥ १३ ॥
याति कल्पसहस्रं स निरयान्दुःखभाक् सदा ॥
भूतशुद्धिं विधायादौ प्राणानां स्थापनं ततः ॥ १४ ॥
आकृष्य चेतसो वृत्तिं ततो न्यासमुपक्रमेत् ॥
कृत्वाऽन्तर्मातृकान्यासं बहिश्चाथ षडङ्गम् ॥ १५ ॥
न्यासं च मूलमंत्रस्य ततो ध्यात्वा जपेन्मनुम् ॥
स्थिरचित्तो जपेन्मन्त्रं यथा गुरुमुखागतम् ॥ १६ ॥
जपं निवेद्य देवाय स्तुत्वा स्तोत्रैरनेकधा ॥
एवं मां य उपासीत स लभेन्मोक्षमव्ययम् ॥ १७ ॥
य उपासनया हीनो धिङ्नरो व्यर्थजन्मभाक् ॥
यज्ञोऽहमौषधं मन्त्रोऽग्निराज्यं च हविर्हुतम् ॥ १८ ॥

---

અન્ય કોઈપણ મારી એક પૂજા કરે છે તે ઉત્તમ ફળ મેળવે છે. મારૂં પૂજન કરનારા સિદ્ધિ મેળવે છે. અન્ય દેવની પૂજા કરતાં મારા તરફ દ્વેષબુદ્ધિ રાખે છે તેનું ફળ કહું છું. ૧-૧૨.

**ભાવાર્થઃ**—જે મારી પૂજા નહિ કરતાં દ્વેષ બુદ્ધિથી બીજા દેવની પૂજા કરે છે તે હજાર કલ્પ સુધી નરકવાસના ભોગવી દુઃખી થાય છે.

હવે ઉપાસના પહેલાં ભૂ શુદ્ધિ, ભૂતશુદ્ધિ કરી પ્રાણાયામ કરવો. ત્યારબાદ અંતર્માતૃકા બહિર્માતૃકા ન્યાસ કરવો. ત્યાર બાદ પ્રાણ-પ્રતિષ્ઠા, અંગન્યાસ, મૂલમંત્ર વડે કરવા અને સ્થિર ચિત્તથી ગુરુએ આપેલા મંત્રનો જપ કરવો અને તે દેવને અર્પણ કરવો. તેમ સ્તોત્ર-પાઠ કરવા અને સ્તુતિ કરવી. આવી રીતે ઉપાસના કરનારને મોક્ષ મળે છે. જે મનુષ્યાવતાર મળ્યા પછી ઉપાસના કરતો નથી તેનો જન્મ વ્યર્થ જાણવો. યજ્ઞ, ઔષધી, મંત્ર, અગ્નિ, આજ્ય, હવિ, હુત એ મારાં સ્વરૂપો છે. ધ્યાન, ધ્યેય, સ્તુતિ, સ્તોત્ર, નમન, ભક્તિ,

ध्यानं ध्येयं स्तुतिं स्तोत्रं नतिर्भक्तिरुपासना ॥
त्रयी ज्ञेयं पवित्रं च पितामहपितामहः ॥ १९ ॥
ॐकारः पावनः साक्षी प्रभुर्मित्रं गतिर्लयः ॥
उत्पत्तिः पोपको बीजं शरणं वा स एव च ॥ २० ॥
असन्मृत्युः सदमृतमात्मा ब्रह्माहमेव च ॥
दानं होमस्तपो भक्तिर्जपः स्वाध्याय एव च ॥ २१ ॥
यद्यत्करोति तत्सर्वं समे मयि निवेदयेत् ॥
योपितोऽथ दुराचाराः पापात्त्रैवर्णिकास्तथा ॥ २२ ॥
मदाश्रया विमुच्यन्ते किं मद्भक्त्या द्विजातयः ॥
न विनश्यति मद्भक्तो ज्ञात्वेमा मद्विभूतयः ॥ २३ ॥
प्रभवं मे विभूतीश्च न देवा ऋषयो विदुः ॥
नानाविभूतिभिरहं व्याप्य विश्वं प्रतिष्ठितः ॥ २४ ॥
यद्यच्छ्रेष्ठतमं लोके सा विभूतिर्निबोध मे ॥ २५ ॥

ॐतत्सदिति श्रीमद्गणेशगीतासूपनिपदर्थगर्भासु योगामृतार्थशास्त्रे उत्तरखण्डे श्रीगजाननवरेण्यसंवादे " उपासनायोगो " नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

---

ઉપાસના, વેદત્રયી, જાણવા યોગ્ય, પવિત્રતા, પિતામહના પણ પિતામહ વગેરે મારૂં સ્વરૂપ છે, એમ સમજવું. ॐ કાર, પાવન, સાક્ષી, પ્રભુ, મિત્ર, ગતિ, લય, ઉત્પત્તિ, પોષક, બીજ, શરણ, સત્, અસત્, અમૃત, આત્મા અને બ્રહ્મ એ સર્વમાં હું છું. હે રાજા ! જે કર્મશીલ બની મને કર્મ અર્પણ કરે છે અને મારો આશ્રય લે છે તે સ્ત્રી હોય, દુરાચારી હોય, ક્ષત્રિય, વૈશ્ય અગર શૂદ્ર હોય છતાં મુક્તિ પામે છે. જે બ્રાહ્મણ મારો ભક્ત હોય અને મારી વિભૂતિ જાણતો હોય તેનું અનિષ્ટ થતું નથી. હું સર્વ સ્થાનમાં છું. જે જે ઉત્તમ છે એ વિભૂતિ મારી છે, એમ હે રાજન્ ! સમજવું. ૧૩–૨૫.

ઇતિ શ્રીમદ્ગણેશપુરાણના ઉત્તરખંડમાં શ્રીમદ્ગણેશગીતોપનિષદમાં આવેલા યોગામૃતશાસ્ત્રમાં ગજાનનવરેણ્યસંવાદમાં "ઉપાસનાયોગ" નામનો ૭ મો અધ્યાય સંપૂર્ણ.

॥ श्रीगणेशाय नमः ॥

# અધ્યાય ૮ મો–પૂર્વરૂપ



જે સમયે શ્રી ગજાનને વરેણ્ય રાજાને ગીતાનો ઉપદેશ શરૂ કર્યો તે ઉપદેશથી વરેણ્યની બુદ્ધિનો વિકાસ થયો, અને શ્રીગણેશથીજ આખા બ્રહ્માંડની રચના થઈ છે તો એ સ્વરૂપ જોવું એ માટે રાજાએ ગજાનનને પોતાની ઇચ્છા દર્શાવી. આથી ગજાનને તેમને જ્ઞાન ચક્ષુવડે "આખા વિશ્વમાં હું છું," એમ સિદ્ધ કરી બતાવ્યું. જેનું પ્રમાણ "एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा। અર્થાત્ પરમાત્મા એક જ છે, સ્વયંપ્રકાશ છે, સર્વ પ્રાણીઓમાં ગુપ્ત રહ્યા છે, સર્વવ્યાપક છે, અને પ્રાણિમાત્રના અંતરાત્મા છે." વળી "निःशब्दं परमं ब्रह्म परमात्मा समीर्यते । શબ્દરહિત પરબ્રહ્મ પરમાત્મા છે." તેવી જ રીતે "अनाद्यन्तावभासात्मा परात्मा त्विह विद्यते। આદિ અંત રહિત અને સ્વયંપ્રકાશરૂપ પરમાત્મા અખિલ સૃષ્ટિમાં વ્યાપક છે." એવા ગણપતિ નિર્ગુણરૂપે અદ્વૈત સિદ્ધાંત પ્રમાણે 'तत्त्वमसि' માં સમાય છે. ગણેશાથર્વશીર્ષોપનિષદમાં "त्वमेव प्रत्यक्षं तत्त्वमसि" । અર્થાત્ "तत् त्वम् असि" ઉપરથી નિર્ગુણરૂપ પ્રતિપાદન કર્યું. तत् શબ્દ જગતના ઉપાદાન કારણનો નિર્દેશ કરે છે. 'त्वम्' સોપાધિક છે. 'असि' શબ્દ અભેદ બતાવે છે. આ तत्त्वमसि અર્થાત્ તે તું છે. એમાં 'त्वम्' શબ્દ બ્રહ્મનું જ્ઞાન આપે છે અને 'तत्' શબ્દ ગજાત્મક છે. આ બન્નેને બન્ને રૂપે સિદ્ધ કરનાર 'असि' છે તેનો અર્થ ગણેશાકૃતિ થાય છે. હવે નિર્ગુણરૂપ સગુણરૂપમાં કેવી રીતે સિદ્ધ થયું તેનો વિચાર કરીશું. 'गणेशतापनी उपनिषद्' માં નીચે પ્રમાણે દર્શાવ્યું છે. "तत एव ॐ मिति ध्वनिरभूत्स वै गजाकारः । अनिर्वचनीया सैव माया जगद्वीजमित्याह । सैव प्रकृतिरिति गणेश

इति प्रधानमिति च शबलमिति च। જ ભય મુખદ્વારા ઓમ્‌નો ધ્વનિ નીકળ્યો. એ ધ્વનિએ ગજાકાર રૂપ ધારણ કર્યું. જેમ બિંબમાંથી પ્રતિબિંબ નીકળે છે તેવી રીતે નિર્ગુણમાંથી સગુણ બને છે. 'गणपत्युपनिषद्' માં गुणत्रयातीतः । देहत्रयातीतः ।" વગેરેથી એ ગુણથી, દેહથી, કાલથી અતીત છે, છતાં ગણેશાથર્વશીર્ષમાં "त्वं ब्रह्मा त्वं विष्णुस्त्वं रुद्रस्त्वमिन्द्रस्त्वमग्निस्त्वं वायुस्त्वं सूर्यस्त्वं चन्द्रमास्त्वं 'ब्रह्म' भूर्भुवः स्वरोम्"। જેથી ગણેશ બ્રહ્મરૂપે આખા જગતમાં વ્યાપ્ત છે, અને દરેકમાં એ રહેલા છે. આ ગણેશનું સર્વ-વ્યાપિ સ્વરૂપ જોઈ મોહની અને ભ્રાંતિની નિવૃત્તિ વરેણ્ય રાજાને કરાવવા ગણેશે વિશ્વરૂપનું દર્શન કરાવ્યું અને આખા બ્રહ્માંડમાં "અભેદ તત્ત્વરૂપે હું છું" એવો વરેણ્યને ઉપદેશ આપી અભેદરૂપે ભક્તિ કરવા જણાવ્યું.



॥ श्रीगणेशाय नमः ॥

## ॥ अध्यायः ८–विश्वरूपदर्शनयोगः ॥



वरेण्य उवाच ।

भगवन्नारदो मह्यं तव नाना विभूतयः ॥
उक्तवांस्ता अहं वेद न सर्वाः सोऽपि वेत्ति ताः ॥ १ ॥
त्वमेव तत्त्वतः सर्वा वेत्सि ता द्विरदानन ॥
निजं रूपमिदानीं मे व्यापकं चारु दर्शय ॥ २ ॥

श्रीगजानन उवाच ।

एकस्मिन्मयि पश्य त्वं विश्वमेतच्चराचरम् ॥
नानाश्चर्याणि दिव्यानि पुरा दृष्टानि केनचित् ॥ ३ ॥
ज्ञानचक्षुरहं तेऽद्य सृजामि स्वप्रभावतः ॥
चर्मचक्षुः कथं पश्येन्मां विभुं ह्यजमव्ययम् ॥ ४ ॥

ब्रह्मोवाच ।

ततो राजा वरेण्यः स दिव्यचक्षुरवैक्षत ॥
ईशितुः परमं रूपं गजास्यस्य महाद्भुतम् ॥ ५ ॥

---

**ભાવાર્થઃ**-વરેણ્ય રાજા બોલ્યા :–"હે ભગવાન્! નારદે મને તમારી વિભૂતિ વિષે કહ્યું હતું, પરંતુ નારદ પણ તમારી વિભૂતિ વિષે સંપૂર્ણ જાણતા નથી માટે હે દેવ ! આપની વિભૂતિ મને જોવાની ઇચ્છા છે, માટે આપની ઉત્તમ વિભૂતિનાં મને દર્શન કરાવો."

ગજાનન કહે છે :–"હે રાજા ! મારે વિષે ચરાચર નાના પ્રકારનું વિશ્વ રહેલું છે. તે જોવા માટે તને જ્ઞાનચક્ષુ આપું છું, કારણકે તારાં જ્યાં સુધી ચર્મચક્ષુ છે ત્યાં સુધી તું મારી વિભૂતિ જોઈ શકે નહિ."

બ્રહ્મા વ્યાસને કહે છે:–"ત્યારબાદ ગજાનને વરેણ્યને જ્ઞાનચક્ષુ આપ્યાં તે વડે તે પ્રભુની અનંત શક્તિ જોવા લાગ્યો. અસંખ્ય મુખ,

असंख्यवक्त्रं ललितमसंख्याङ्घ्रिकरं महत् ॥
अनुलिप्तं सुगन्धेन दिव्यभूषाम्बरस्रजम् ॥ ६ ॥
असंख्यनयनं कोटिसूर्यरश्मि धृतायुधम् ॥
तद्वर्ष्मणि त्रयो लोका दृष्टास्तेन पृथग्विधाः ॥ ७ ॥
दृष्ट्वैश्वरं परं रूपं प्रणम्य स नृपोऽब्रवीत् ॥

वरेण्य उवाच ।

वीक्षेऽहं तव देहेऽस्मिन्देवानृषिगणान्पितॄन् ॥ ८ ॥
पातालानां समुद्राणां द्वीपानां चैव भूभृताम् ॥
महर्षीणां सप्तकं च नानार्थैः संकुलं विभो ॥ ९ ॥
भुवोऽन्तरिक्षं स्वर्गांश्च मनुष्योरगराक्षसान् ॥
ब्रह्मविष्णुमहेशेन्द्रान्देवाञ्जन्तूननेकधा ॥ १० ॥
अनाद्यनन्तं लोकादिमनन्तभुजशीर्षकम् ॥
प्रदीप्तानलसंकाशमप्रमेयं पुरातनम् ॥ ११ ॥

---

અસંખ્ય હાથ, અસંખ્ય પગો, જેમાં સુગંધી પદાર્થો, આભૂષણો, વસ્ત્રો, પુષ્પોની માલાઓ જોવા લાગ્યો. તેવીજ રીતે અસંખ્ય નેત્ર, સૂર્યથી પણ અધિક તેજવાળાં કિરણો તેમજ તેજસ્વી આયુધો, ત્રણ ભુવન વગેરે રાજા જોવા લાગ્યો."

વરેણ્ય રાજા કહે છે:-"હે વિભો! તમારા દેહમાં દેવ, ઋષિ, પિતૃગણના સમુદાયો જોયા. વળી હે પ્રભો! નાનાવિધ સપ્ત પાતાલ, સાત સમુદ્રો, પર્વતો, સાત ઋષિઓ, એ બધી તમારી વિભૂતિઓ છે. તેમજ પૃથ્વી, આકાશ, સ્વર્ગ, મનુષ્ય, ઉરગ (સર્પ), રાક્ષસ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ઇન્દ્રાદિ દેવો એ તમારા દેહમાં રહેલા છે. વળી અનાદિ અનંત ભુજો, મસ્તકો, પ્રજ્વલિત અગ્નિ એ તમારાં સ્વરૂપો

किरीटकुण्डलधरं दुर्निरीक्ष्यं मुदावहम् ॥
एतादृशं च वीक्षे त्वां विशालवक्षसं प्रभुम् ॥ १२ ॥
सुरविद्याधरैर्यक्षैः किन्नरैर्मुनिमानुषैः ॥
नृत्यद्भिरप्सरोभिश्च गन्धर्वैर्गानतत्परैः ॥ १३ ॥
वसुरुद्रादित्यगणैः सिद्धैः साध्यैर्मुदायुतैः ॥
सेव्यमानं महाभक्त्या वीक्ष्यमाणं सुविस्मितैः ॥ १४ ॥
वेत्तारमक्षरं वेद्यं धर्मगोप्तारमीश्वरम् ॥
पातालानि दिशः स्वर्गान्भुवं व्याप्याखिलं स्थितम् ॥ १५ ॥
भीता लोकास्तथा चाहमेवं त्वां वीक्ष्य रूपिणम् ॥
नानादंष्ट्राकरालं च नानाविद्याविशारदम् ॥ १६ ॥
प्रलयानलदीप्तास्यं जटिलं च नभःस्पृशम् ॥
दृष्ट्वा गणेश ते रूपमहं भ्रान्त इवाभवम् ॥ १७ ॥

---

છે. તેમાંએ કિરીટ કુંડલને ધારણ કરનાર, દર્શનમાં દુર્લભ, આનંદ યુક્ત અને વિશાલ હૃદય એવું જે આપનું સ્વરૂપ તે મેં જોયું. ૧-૧૨.

ભાવાર્થઃ—સુર, વિદ્યાધર, યક્ષ, કિન્નર, મુનિઓ, મનુષ્યો, તેમજ નૃત્ય કરનાર ગંધર્વ, વગેરે તમારાં સ્વરૂપો છે તે પણ મેં જોયાં.

વળી હે દેવ ! આઠ વસુઓ, અગીયાર, રુદ્ર, બાર આદિત્ય, સિદ્ધો, સાધ્યો વગેરેમાં આનંદનું સ્વરૂપ એ તમારૂં સ્વરૂપ છે. હે વિભુ ! અક્ષર, વેદ્ય, ધર્મના રક્ષક, પાલક, સર્વ પાતાલ, દિશાઓ, સ્વર્ગ, પૃથ્વી એ બધાં તમારાં રૂપો છે. વળી મોટી દાઢવાળાં, નાના પ્રકારની વિદ્યામાં વિશારદ એ બધાંમાં આપનું સ્વરૂપ જોઈ મને ભીતિ ઉત્પન્ન થઈ છે. તમારા મુખમાં પ્રલય રૂપ અગ્નિ ભાસે છે, તેમજ લાંબી જટાથી ભરપૂર એવું ભયંકર રૂપ હે દેવ ! મારામાં ભય ઉપજાવે છે.

देवा मनुष्या नागाद्याः खलास्त्वदुदरेशयाः ॥
नानायोनिभुजश्चान्ते त्वय्येव प्रविशन्ति च ॥ १८ ॥
अब्धेरुत्पद्यमानास्ते यथा जीमूतबिन्दवः ॥
त्वमिन्द्रोऽग्निर्यमश्चैव निर्ऋतिर्वरुणो मरुत् ॥ १९ ॥
गुह्यकेशस्तथेशानः सोमः सूर्योऽखिलं जगत् ॥
नमामि त्वामतः स्वामिन्प्रसादं कुरु मेऽधुना ॥२०॥
दर्शयस्व निजं रूपं सौम्यं यत्पूर्वमीक्षितम् ॥
को वेद लीलास्ते भूमन् क्रियमाणा निजेच्छया ॥ २१ ॥
अनुग्रहान्मया दृष्टमैश्वरं रूपमीदृशम् ॥
ज्ञानचक्षुर्यतो दत्तं प्रसन्नेन त्वया मम ॥ २२ ॥

श्रीगजानन उवाच ।

नेदं रूपं महाबाहो मम पश्यन्त्ययोगिनः ॥
सनकाद्या नारदाद्याः पश्यन्ति मदनुग्रहात् ॥ २३ ॥

---

દેવ, મનુષ્ય, નાગલોક એ તમામ તમારા ઉદરમાં સમાયેલા છે. એ તમામ તમારામાં લીન થાય છે. જેમ નદીઓનું જલ સમુદ્રમાં લીન થાય છે તેમ જગતના તમામ જીવો તમારામાં સમાય છે. ઇન્દ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરૂણ, વાયુ એ તમારાં રૂપ છે. તેમજ કુબેર, ઇશાન, સોમ, સૂર્ય જેવા અખિલ વિશ્વમાં પણ તમોજ છે. એવા આપના સ્વરૂપને હું નમસ્કાર કરૂં છું. હે પ્રભુ ! મારા પર દયા રાખો. આપની ઇચ્છા શિવાય આપની લીલા નિહાળવા કોઈ સમર્થ નથી. હવે આપનું સૌમ્ય રૂપ બતાવો. આપના અનુગ્રહવડે આપનું વિશ્વદર્શન જ્ઞાનચક્ષુ વડે થયું."

ગજાનન કહે છે :—"હે રાજા ! આ મારા સ્વરૂપને સિદ્ધ યોગિઓ જાણે છે, બીજા જાણતા નથી. મારી ઇચ્છાથી આ સ્વરૂપ સનકાદિ મુનિઓ તથા નારદ વગેરે જાણે છે. ચાર વેદોના તત્ત્વને જાણનાર,

चतुर्वेदार्थतत्त्वज्ञाश्चतुःशास्त्रविशारदाः ॥
यज्ञदानतपोनिष्ठा न मे रूपं विदन्ति ते ॥ २४ ॥
शक्योऽहं वीक्षितुं ज्ञातुं प्रवेष्टुं भक्तिभावतः ॥
त्यज भीतिं च मोहं च पश्य मां सौम्यरूपिणम् ॥ २५ ॥
मद्भक्तो मत्परः सर्वसंगहीनो मदर्थकृत् ॥
निष्क्रोधः सर्वभूतेषु समो मामेति भूमुज ॥ २६ ॥

ॐ तत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखण्डे श्रीगजाननवरेण्यसंवादे "विश्वरूपदर्शनयोगो" नामाष्टमोऽध्यायः ॥८॥

---

સર્વશાસ્ત્રમાં નિપુણ, યજ્ઞ દાન તપ વગેરેમાં કુશળ હોવા છતાં મારા સ્વરૂપને જાણતા નથી. હે રાજા ! તું ભય છોડી મારા સૌમ્ય રૂપને જો. હે રાજન્ ! તું મારો ભક્ત છે. સર્વ સંગનો ત્યાગ કરી ક્રોધ રહિત બની દરેક વસ્તુમાં સમાન ભાવ રાખી જે મને અભેદ રૂપે ભજે છે એ મને પામે છે. ૧૩–૨૬.

ઇતિ શ્રીમહાગણેશપુરાણના ઉત્તરખંડમાં શ્રીમદ્‌ગણેશગીતોપનિષદમાં આવેલા યોગામૃતશાસ્ત્રમાં ગજાનનવરેણ્યસંવાદમાં "વિશ્વરૂપદર્શનયોગ" નામનો ૮ મો અધ્યાય સંપૂર્ણ.

॥ શ્રીગણેશાય નમઃ ॥

# અધ્યાય ૯ મો-પૂર્વરૂપ



આ દેહ છે એ ક્ષેત્ર છે. એમાં રહેલો અંતરાત્મા એ ક્ષેત્રજ્ઞ છે. એને વિવેકબુદ્ધિથી ઓળખવો એ જ્ઞાન છે. જ્ઞાનથી ઋષિઓ, મહર્ષિઓ, મુનિઓ વગેરે પરમાત્માના આનંદરૂપ તત્વને જાણવા શમદમાદિ નિયમો પાળી પરબ્રહ્મની ઉપાસનામાં તન્મય બની રહેતા. સનક, સનંદન, સનાતન, સનત્કુમાર વગેરે જ્ઞાનદ્વારા બ્રહ્મોપાસના કરે છે, નારદાદિ મુનિઓ નારાયણ વગેરે નામ સ્મરણથી ઉપાસના કરે છે, તેવીજ રીતે પ્રેમલક્ષણા ભક્તિ વડે ગોપિકાઓ શ્રીકૃષ્ણરૂપમાં તલ્લીન બની તેના પરમ પદને પામી હતી. વળી મીરાંબાઈ ગીરધરલાલ નામથી, નૃસિંહ મહેતા રણછોડરાય નામથી, સંત તુકારામ વિઠોબા નામથી ભક્તિયોગવડે પ્રભુને સર્વસ્વ અર્પણ કરી તેના સ્વરૂપને પામ્યાં. ભક્ત પ્રલ્હાદે "सर्वं विष्णुमयं जगत्" આખું જગત્ વિષ્ણુરૂપ માની તેની ભક્તિ કરી તેનું શરણ સ્વીકાર્યું. તેમજ દાસબોધમાં કહ્યું છે કે, "જ્ઞાન અજ્ઞાન એ ઉભયના મિશ્રણથી જીવને સુખદુઃખાદિ ભોગવવાં પડે છે. જ્ઞાનથી સુખ અને અજ્ઞાનથી દુઃખ પ્રાપ્ત થાય છે." તેમજ "अवधूतगीता"માં કહ્યું છે કે, "अयत्नाच्च लभेद्वस्तु एकमेव चराचरम् ॥ सर्वगं तत्कथं भिन्नमद्वैतं वर्तते मम । જે અદ્વૈત ચૈતન્ય એકજ બધે વ્યાપ્ત હોઈ યત્ન વિના સ્થાવર જંગમ ચલાવે છે તે મારાથી જૂદું કેવી રીતે હોઈ શકે ?" એ સિદ્ધાંત પ્રમાણે ગજાનન વરેણ્યને કહે છે કે, "તું સર્વ ભાવથી મને જો. અને જે કર્મ કરે તે બ્રહ્માર્પણ બુદ્ધિ વડે મને અર્પણ કર જેનાથી આ ભવસાગર તરી શકાય, કારણ કે હું સર્વમાં છું છતાં અલિપ્ત છું. માટે ધર્મશાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે કર્મ કરે તે બ્રહ્માર્પણ બુદ્ધિથી કરવાં અને એવા ભક્ત મને પ્રિય છે.

॥ श्रीगणेशाय नमः ॥

## ॥ अध्यायः ९—क्षेत्रज्ञातृज्ञानज्ञेयविवेकयोगः ॥



वरेण्य उवाच ।

अनन्यभावास्त्वां सम्यङ्मूर्तिमन्तमुपासते ॥
योऽक्षरं परमं व्यक्तं तयोः कस्ते मतोऽधिकः ॥ १ ॥
असि त्वं सर्ववित्साक्षी भूतभावन ईश्वरः ॥
अतस्त्वां परिपृच्छामि वद मे कृपया विभो ॥ २ ॥

श्रीगजानन उवाच ।

यो मां मूर्तिधरं भक्त्या मद्भक्तः परिषेवते ॥
स मे मान्योऽनन्यभक्तिर्नियुज्य हृदयं मयि ॥ ३ ॥
खगणं स्ववशं कृत्वाऽखिलभूतहितार्थकृत् ॥
ध्येयमक्षरमव्यक्तं सर्वगं कूटगं स्थिरम् ॥ ४ ॥
सोऽपि मामेत्य निर्देश्यं मत्परो य उपासते ॥
संसारसागरादस्मादुद्धरामि तमप्यहम् ॥ ५ ॥

---

ભાવાર્થઃ—વરેણ્ય રાજા પૂછવા લાગ્યા :-"હે દેવ! અક્ષર અને મૂર્તિમાન્ એ બે પ્રકાર તમે બતાવ્યા. તેમાં ભક્તિવડે તમારૂં આરાધન કરવા માગે તેને માટે શ્રેષ્ઠ માર્ગ શો છે? તે કૃપા કરી જણાવો. તમો સર્વજ્ઞ, જગતના સાક્ષી અને ઈશ્વર છો, તો ઉપરનો પ્રશ્ન જાણવાની મારી ઈચ્છા છે, માટે કૃપા કરી મને સમજાવો."

ગજાનન કહેવા લાગ્યા :—"હે રાજા! સગુણરૂપે મારી આરાધના કરનારા હોય તે પ્રેમપૂર્વક હૃદયથી મને ભજે છે. તે ભક્તિ મને પ્રિય છે. તેવી રીતે જે દરેક જીવમાત્રનું હિત કરી ઇન્દ્રિયોને વશ કરી ધ્યાનયોગ વડે વ્યક્ત અવ્યક્ત દરેમાં સમભાવથી મને જુવે છે તેને સંસારની ઉપાધિ રહેતી નથી, અને તે મુક્ત થાય છે.

